

# Correspondence regarding the necessity of Housing the Poor and Middle Class Jains in Bombay

## મુંબઈ શહેરમાં સામાન્ય અને મધ્યમ વર્ગના જૈનો માટે સસ્તા ભાડાના અને સુખાકારી મકાનોની આવશ્યકતા સંબંધી પત્રવ્યવહાર.

Adversity makes us more sympathetic than in ordinary times. When the cry of distress reaches our ears from so many parts of India, it may tend to paralyse all philanthropic activity. But it will not do to indulge in mere sentimentality. We must indeed be sympathetic but we must also be stout hearted, clear headed and open handed in devising and adopting means for the relief of those who are in distress. One may not be able to do much. But the humblest effort which proceeds from loving self-sacrifice never goes in vain.

*—Modern Review.*

આશય—હમેશના પ્રસંગે કરતાં દુઃખના પ્રસંગોમાં મનુષ્યના હૃદયમાં અનુકંપા વિશેષ ઉદ્ભવે છે. હિન્દુસ્તાનના આટલા બધા વિભાગોમાંથી જ્યારે દુઃખની બૂમો આપણા કાન સાથે અથડાય છે ત્યારે ઘણી વાર જનહિતની સર્વ પ્રવૃતિ છિન્નભિન્ન થઈ જાય છે. અનુકંપા–હિતેચ્છાથી દર્શાવવી જોઈએ એટલુંજ નહિ પણ જેઓ દુઃખ પિડિત છે તેમના દુઃખો દૂર કરવા માટે ઉપાયો ખોળી કાઢવા અને તે ઉપાયો અમલમાં મૂકવા જેટલું આપણું મજબૂત મનોબળ જોઈએ; વિચાર કરવા જેટલું સ્વચ્છ નિશ્ચિંત મગજ જોઈએ અને દાનશીલ થવા હાથ ખુલ્લો રાખવો જોઈએ. એક મનુષ્ય બહુએ અને ઘણું ન કરી શકે એ બનવા જોગ છે. પણ સ્વાર્થત્યાગ પ્રત્યે સદ્ભાવ રાખવાથી જે કાંઈ પ્રયત્ન કરી શકાય છે, તે પછી ગમે તેવા નજીવા હોય, તો પણ તે નિષ્ફળ જતા નથી.


જૈનકોમના હિતાર્થે છપાવી પ્રસિદ્ધ કરનાર,

**નરોત્તમદાસ ભગવાનદાસ શાહ.**

૧૫૫, મેમનવાડા રોડ—મુંબઈ.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. સંવત ૧૯૭૩. સને ૧૯૧૭. પ્રત ૫૦૦.

જૈન બંધુઓને ટપાલ ખર્ચના એક આનાની પોષ્ટની ટીકીટો મોકલવાથી આ પુસ્તક મફત ભેટ રવાના કરવામાં આવશે.

# મુંબઈ શહેરમાં જૈનો સારૂ સસ્તા ભાડાના અને સુખાકારી મકાનોની આવશ્યકતા.

## જાહેર વિજ્ઞપ્તિ.

---

જ્યારથી, મુંબઇ જેવા અગત્યના અને જૈનોની બહોળી વસ્તીવાળા મુખ્ય શહેરમાં રહેતા જૈન કોમના મધ્યમ અને ટુંકા પગારપર નિભાવ કરતા ગરીબ વર્ગની સાથે નિકટ સંબંધ ધરાવતા "સસ્તા ભાડાના સુખાકારી મકાનોની અગવડતાવાળો" સવાલ હાથ ધરવામાં આવેલ છે, ત્યારથી અદ્યાપિ પર્યંત જૈન શ્રીમંતોનુ લક્ષ સખાવતી દૃષ્ટિથી જોઇએ તેવું ખેંચાયેલ નથી તે ઘણુંજ શોચનીય છે અને તેના શ્રીમંતોને કદાચ આ સવાલ ઓછી અગત્ય ધરાવનારો માલુમ પડ્યો હશે પરંતુ પૂરતી રીતે અને ખંતથી તપાસ કરવામાં આવે તો માલુમ પડશે કે આ સવાલ તરફ કોમનો મોટો ભાગ દીલસોજી ધરાવનારો નજરે પડશે અને આવા અગત્યના ધરાવનારા સવાલને મજબુત પાયે મુકાયેલ જોવા આતુર છે. આવી રીતે અમુક લતામા એક સાથે સુખાકારી મકાનોમા કોમની વસ્તી વસવાને લીધે કુદરતી રીતે સામાન્ય અને ગરીબ સ્થિતિના પોતાના જ્ઞાતિબંધુઓની માનસિક અને નૈતિક બુદ્ધિ સુધરવા ઉપરાંત કોમના મરણ પ્રમાણમાં પણ મોટો ઘટાડો થવા સાથે ભ્રાતૃભાવ વૃદ્ધિ પામે છે.

મુંબઇ જેવા શહેરમાં આપણી કોમના સામાન્ય વર્ગના ઉપર આવતી ન ધારેલી માંદગી અને મોત જેવા સંકટો વગેરેની સમારી મુશ્કેલીઓના ગુંચવાડા સાથે મોઘું ભાડું ભરવું તે સાધારણ સ્થિતિના એક કુટુંબ ઉપર મોટી આફત સમાન છે. ક્ષય, મરકી અને એવા બીજા હઠીલા અને જીવલેણ દર્દોનુ મૂળ કારણ પૂરતી રોશની વગરના, ગીચ વસવાટવાળા અને અસુખાકારીભર્યા અંધારાવાળા અને ગંધીલા મકાનો છે એવું આ જમાનામાં સામાન્ય બુદ્ધિનો મનુષ્ય પણ સમજી શકે છે.

જૈન કોમ દુનીઆ ઉપરની શ્રીમંત તરીકે ગણાતી કોમોમાથી એક છે અને તેજ કોમની મુંબઇ શહેરની વસ્તીનો બે ત્રતીયાંશ ભાગ મુંબઈ જેવા શહેરમા, શહેરના વધુ પ્રમાણ ધરાવતા મરણોની સંખ્યાવાળા લતામાં રહે છે એટલુંજ નહિ પરંતુ તે ગીચ વસ્તીવાળા ભાગમાં રહેતા જૈનોમાં સેંકડે પોણોસો ટકા જેટલી વસ્તી એક ખોલીવાળી ઓરડીઓમાં રહે છે કે જે, એક સામાન્ય જૈન કુટુંબ દીવસે રસોઇખાનું અને રાત્રે સુવાના સાધન તરીકે ઉપયોગમાં લે છે. એજ બાબત કોમના સૌથી અગવડતા ભોગવતા વર્ગની એક ખરી મુશ્કેલી પુરી પાડવા માટેની ચેતવણી આપનાર અને દિલગીરી ઉપજાવનારો ચીતાર કોમના શ્રીમંત અને આગેવાન તરીકે ગણાતા જૈનોની કીર્તિની નબળી બાજુ દર્શાવનાર નથી ? જે કોમ-માંથી લાખો રૂપીઆ દર વર્ષે ધર્માદા તરીકે વપરાય છે, જે કોમમાં શ્રીમંત વેપારીઓના ચોપ-ડા શુભ ખાતામાં હજારો રૂપીઆ જમે થાય છે અને જે કોમમાં સ્વામીવાત્સલ્ય કરવાનું મહું પુન્ય સમજવામાં આવે છે તેવી કોમનો એક વર્ગ શ્રીમંત જૈનો પાસે સસ્તા ભાડાના

સુખાકારી ભર્યાં મકાનો મેળવવા વારંવાર જાહેર છાપાદ્વારા આજીજી કરે અને કોમના શ્રીમંતો તેની દરકાર ન કરે તો આ ગફલતી મુંબઇ શહેરમાં વસ્તી જૈન કોમની ભવિષ્યની આબાદીને શું નુકશાન કરનારી નથી?

હરકોઇ કોમના શ્રીમંતો તે કોમની કીર્તિ ગણાય છે અને એવા શ્રીમંતો તરફ સામાન્ય વર્ગ માનની નજરથી જુએ છે તો કોમનો પૈસો બીજી રીતે ઘસડાઇ જતો હોય અને આવા અગત્યના સવાલ ઉપર ધ્યાન આપવામાં ન આવે તો તે બેદરકારી સારૂ શ્રીમંતોએ પોતે પોતાનો ઉપકાર માનવો જોઇએ.

દિનપરદિન સસ્તા ભાડાના મકાનોની માંગણી વધતીજ જાય છે અને ગરીબ વર્ગની મુશ્કેલીઓ વધતી જાય છે. તે તરફ શ્રીમંતોનું લક્ષ ખેંચાય નહિ અને પરકોમની હોસ્પીટલો અને સેનીટોરીઅમનો આશરો લેવો પડે છતાં પણ તેને માટે કોમના હિતાર્થીઓની કાળજી બીલકુલ રહે નહિ તે ખરેખર તે વર્ગની કમનશીબની વાત છે.

મુંબઇ જેવા ખર્ચાળ શહેરમાં કોમના સામાન્ય અને મધ્યમવર્ગના જૈનોની હાજતો ઓછી ન હોવાથી તેમજ તેમનાં દુઃખો અને હાડમારીઓ વારંવાર યાદ આવતાં કેટલીક વખત નહિ પસંદ કરવા જોગ લખાણો કરવાં પડે છે પરંતુ મોટા બંગલાઓમાં નિવાસ કરતા શ્રીમંતો આવી હાજતો સમજી શકતા હશે કે કેમ તે તો પરમાત્મા જાણે! ! છતાં આ લખાણનો મુખ્ય હેતુ કોમના સામાન્ય વર્ગના અસહ્ય દુઃખો તરફ બારીક લક્ષ આપવાને શ્રીમંતોનું ધ્યાન ખેંચવાનોજ છે.

છેવટે ટુંકમાં હું જણાવવાની રજા લઉં છું કે આ સવાલને લગતો પત્રવ્યવહાર અને જાહેર અભિપ્રાયો છપાવીને રજુ કરવાની ખાસ અગત્યતા એટલાજ સારૂ સમજવામાં આવી છે કે આપણી કોમના સામાન્ય વર્ગનું સંકટ દૂર કરવા માટે કોમના શ્રીમંત વર્ગની કેટલી બધી મદદ અને દીલસોજીની જરૂર છે તેનો ભાસ થાય.

આ સવાલને અંગે જે જે પત્રકારો તેમજ વ્યક્તિઓ તરફથી પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે પોતાના અભિપ્રાયો દર્શાવવામાં આવ્યા છે તેઓનો તેમજ જે શ્રીમંતો તરફથી કોમના આ અગત્યના સવાલને લગતા પત્રવ્યવહાર અને અભિપ્રાયોને લગતું આ પેમ્ફલેટ જૈન કોમની અંદર વગર લવાજમે વહેંચવા સારૂ આર્થિક સહાય આવેલ છે તેઓનો અંતઃકરણથી આભાર માનું છું.

લી. સેવક,

મુંબઇ
તા. ૧૯૧૭ } નરોતમદાસ ભવાનદાસ શાહ.

# મુંબઈ શહેરમાં સામાન્ય અને મધ્યમ સ્થિતિના જૈનો સારુ સસ્તાં અને સુખાકારી મકાનોની આવશ્યકતા.

## જૈન શ્રીમંતોને અપીલ.

જો કે મુંબઇ શહેરમાં સુખાકારી અને સસ્તા ભાડાના મકાનોની આવશ્યકતા દર્શાવનારા લેખો અવારનવાર જાહેર વર્તમાન પત્રોમાં ચર્ચાયેલ છે છતાં તે સંબંધી હજુ કોઇપણ જાતની હીલચાલ થયેલ જોવામાં નહિ આવતાં મુંબઇ શહેરમાં તેમજ તેની આસપાસના પરામાં વસ્તી જૈન કોમની વસ્તીના પ્રમાણ સાથે સરખાવતાં મરણનું પ્રમાણ કેવું આવે છે તેને લગતા આંકડાઓ બતાવી જૈન કોમના શ્રીમંતોનું ખાસ ધ્યાન ખેંચવાની જરૂરીયાત છે કે મુંબઇમાં વસ્તી આપણી જ્ઞાતિના બંધુઓની તંદુરસ્તી સંબંધી કાંઇ પણ ખ્યાલ આવે અને જો કોઇપણ લક્ષાધિપતિ અથવા સભા અથવા જૈન એસોસીએશન જેવી મંડળી આપણી કોમના સામાન્ય વર્ગના માણસો કે જેઓ પોતાના ટુંક પગાર અથવા ધંધા રોજગારને લીધે પોતાની શક્તિ ઉપરાંત ભાડા ભરવા છતાં જોઇતા સુખાકારી મકાનોમાં નહિ રહેવાને લીધે કેવી જાતની હાડમારી ભોગવે છે તે તરફ લક્ષ આપી પોતાના જ્ઞાતિ બંધુઓના દુઃખ-નિવારણાર્થે કાંઇ પણ ઉપાય લેશે તો ખરેખર તે ઘણુંજ ખુશી થવા જેવું છે.

૧ નીચે દર્શાવેલ કોઠાઓમાં જણાવવામાં આવતા આંકડાઓ સને ૧૯૧૧ ની વસ્તીની કરવામાં આવેલી ગણતરી પ્રમાણે મુંબઇની મ્યુનીસીપાલીટીના જાહેર તંદુરસ્તી ખાતાના વાર્ષિક રીપોર્ટ ઉપરથી મેળવવામાં આવ્યા છે કે જેમાં નીચેની હકીકતોનો સમાવેશ થાય છે.

(૧) મુંબઇ શહેરમાં વસતા જૈનોના દરેક વોર્ડમાં આવેલી વસ્તીનો કોઠો.

(૨) મુંબઇ શહેરમાં છેલ્લા ત્રણ વર્ષમાં અન્ય કોમની સાથે સરખાવતાં જૈનકોમમાં થતાં કુલ મરણોની સંખ્યા.

(૩) મુંબઇ શહેરમાં વસ્તીના પ્રમાણમાં અન્ય કોમની સાથે સરખાવતાં જૈનોની અંદર આવતા દર હજારે મરણનું પ્રમાણ.

(૪) મુંબઇ શહેરમાં વસ્તીના પ્રમાણમાં અન્ય કોમની સાથે સરખાવતાં જૈનોમાં મરકીથી થતા દર હજાર મરણનું પ્રમાણ.

(૫) મુંબઇ શહેરમાં વસ્તીના પ્રમાણમાં જન્મના પ્રમાણ સાથે સરખાવતાં દર હજારે અન્ય કોમની સાથે સરખાવતાં છેલ્લા ત્રણ વર્ષની અંદર બાળકોના મરણનું પ્રમાણ.

(૧) સને ૧૯૧૧ ની વસ્તી પ્રમાણે મુંબઇ શહેરમાં તેમજ પરામાં વસતી જૈન કોમની દરેક વાર્ડની વસ્તીની કુલ સંખ્યા.

| વાર્ડ | વસ્તી |
|---|---|
| એ | ૯૬૫ |
| બી | ૪૮૩૬ |
| સી | ૮૭૦૧ |
| ડી | ૧૦૪૫ |
| ઇ | ૨૦૧૭ |
| એફ | ૧૨૫૨ |
| જી | ૧૩૨૫ |
| રેલ્વે, બંદર અથવા ઘરબાર વિનાનો. | ૩૧૯ |
| કલે વસ્તી | ૨૦,૪૬૦ |

ઉપરનો કોઠો તપાસતાં માલુમ પડશે કે મુંબઇમાં વસ્તી જૈન કોમની બે તૃતીયાંશ વસ્તી ફક્ત " બી અને સી " વાર્ડમાં રહે છે કે જે લતાઓ ગીચ વસ્તીને લીધે મુંબઇના મરણોનું વધુ પ્રમાણ ધરાવતા લતામાં ગણાય છે.

(૨) મુંબઇ શહેરમાં છેલ્લા ત્રણ વર્ષમાં અન્ય કોમ સાથે સરખાવતાં જૈન કોમની વસ્તીના પ્રમાણમાં થતા મરણોનો કુલે સરવાળો.

| જ્ઞાતિ | વસ્તી | સાલવાર મરણની સંખ્યાનો સરવાળો. ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
|---|---|---|---|---|
| જૈન | ૨૦૪૬૦ | ૧૪૩૮ | ૧૪૧૪ | ૧૩૪૯ |
| બ્રાહ્મણ | ૫૩૬૫૬ | ૧૨૬૫ | ૧૩૬૧ | ૧૧૫૯ |
| પારસી | ૫૦૯૩૧ | ૧૨૪૨ | ૧૩૧૪ | ૧૧૯૫ |
| મુસલમાન | ૧૭૯૩૪૬ | ૮૩૨૧ | ૯૦૯૭ | ૬૯૯૬ |

( ૩ ) મુંબઇ શહેરમાં છેલ્લા ત્રણ વર્ષમા અન્ય કોમ સાથે સરખાવતાં જૈન કોમની વસ્તીના પ્રમાણમા જૈનોની અંદર દર હજાર માણસે કેટલા ટકા મરણનું પ્રમાણ આવે છે તેને લગતો કોઠો.

| જ્ઞાતિ | વસતી સાલવાર | દર હજારે આવતું ટકાનું પ્રમાણ. ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
|---|---|---|---|---|
| જૈન | ૨૦૪૬૦ | ૭૦.૨૮ | ૬૯.૧૧ | ૬૫.૯૩ |
| બ્રાહ્મણ | ૫૩૬૫૬ | ૨૩.૫૭ | ૨૫.૯૨ | ૨૧.૬૯ |
| પારસી | ૫૦૯૩૧ | ૨૪.૩૮ | ૨૫.૭૯ | ૨૨.૪૮ |
| મુસલમાન | ૧૭૯૩૪૬ | ૪૬.૩૯ | ૫૦.૭૨ | ૩૯.૦૦ |

ઉપરના બંને કોઠાઓ જો પૂરતી ખંતથી જોવામાં આવશે તો માલુમ પડશે કે આપણી જ્ઞાતિમાં મરણનો કુલે સરવાળો તેમજ દર હજારે કેટલા ટકા મરણનું પ્રમાણ

આવે છે તે બને વસ્તીની ન્યૂનતાધિ પ્રમાણે ખરેખર બીજી કેમની સાથે સરખામણી કરતા સૌથી વધારે મરણો ધરાવનારી આપણી કોમ છે અને મુબઇમા વસતા જૈનોની અદર કેવી રીતે આટલુ મોટુ મરણોનુ પ્રમાણ આવે છે તે દર્શાવના સારૂ ઉપરના આકડાઓ કરતા વધારે સારી માહીતી હોઇ શકે નહિ ત્રણે વરસના સામટા આકડાઓની ગણતરી મુજબ જૈન કોમની વીસ હજાર માણસની ફક્ત વસ્તીમા દર હજારે મરણનુ પ્રમાણ ૬૮ ૭૪ ટકા આવે છે અને બ્રાહ્મણો કે જેની વસ્તી લગભગ ચોપન હજારની છે તેનુ મરણ પ્રમાણ ૨૩ ૬ ટકા આવે છે અને પારસી કોમ કે જેની વસ્તી લગભગ પચાસ હજાર છે તેનુ મરણ પ્રમાણ ૨૪ ૨૧ ટકા આવે છે જ્યારે મુસલમાન કે જેની વસ્તી એકલાખ ઓગણાસી હજારની છે તેનુ મરણનુ પ્રમાણ ૪૫ ૩૭ ટકા આવે છે

(૪) મુબઇ શહેરમા અન્ય કોમની સાથે સરખાવતા છેલ્લા ત્રણ વરસની અદર દર હજારે જૈનોનુ મરકીના મરણોનુ આવતુ ટકાનુ પ્રમાણ

| જ્ઞાતિ | વસ્તી | સાલવાર દર હજારે મરકીના મરણોનુ આવતુ ટકાનુ પ્રમાણ | | |
|---|---|---|---|---|
| | | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
| જૈન | ૨૦૪૬૦ | ૧૨ ૭ | ૫ ૯૧ | ૫૩ |
| બ્રાહ્મણ | ૫૩ ૫૬ | ૨ ૮૭ | ૧ ૩૬ | ૨ ૧૪ |
| પારસી | ૫૦ ૩૧ | ૧ ૭૬ | ૬૬ | ૦૫ |
| મુસલમાન | ૧૭૯૩૪૬ | ૨ ૯૦ | ૧ ૫૧ | ૧ ૬૫ |

ઉપરના કોઠા ઉપરથી આપણને માલૂમ પડે છે કે બીજી કોમની સાથે સરખાવતા આપણી કોમની અદર મરકીના દરદથી નીપજતા મરણોની સખ્યા સૌથી વધારે છે અને તેના કારણમા ફક્ત આવા મરણો નીપજવા સબધી આપણી કાળજી રાખવાની બેદરકારી અથવા તો કવી રીતે આપણા જ્ઞાતિ બધુઓ મરકીના સપાટામા આવે છે તે સબધી રાખવામા આવતી અનાગતની ખામી હોય તેમ માલુમ પડે છે

(૫) મુબઇ શહેરમા બીજી કોમોની સાથે સરખાવતા આપણી જ્ઞાતિની અદર જન્મની સાથે સરખાવતા બાળકોનુ મરણનુ પ્રમાણ દર હજારે કેટના ટકા આવે છે તેને લગતો કોઠો

| જ્ઞાતિ | વસ્તી | જન્મના પ્રમાણ પ્રમાણે દર હજારે આવતુ બાળકોનુ મરણોનુ પ્રમાણ | | |
|---|---|---|---|---|
| | | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
| જૈન | ૨૦૪૬૦ | ૯૫૩૨ | ૧૨૦૧ ૪ | ૧૯૨ ૫ |
| બ્રાહ્મણ | ૫૩૬૫૬ | ૬૭૮ ૨ | ૬૩૨ ૮ | ૬૦૦ ૪ |
| પારસી | ૫૦૯૩૧ | ૧૯૬ ૨ | ૨૦૬ ૨ | ૧૯૯ ૧ |
| મુસલમાન | ૧૭ ૩૪૬ | ૩૯૮ ૫ | ૪૨૧ ૬ | ૩૬૯ ૫ |

ઉપરના બાળકોનુ મરણોનુ પ્રમાણ જોતા ખેદ ઉત્પન્ન થાય છે કે જે બાળકોના મરણો આપણી કોમમા નોંધ થતા જન્મની ટીપ સાથે સરખાવતા ઘણુંજ ભય ઉપજાવનારા છે જો કે આ બાબત જણાવવાની જરૂર છે કે બાળકોના મરણોને લગતા ખરા આકડાઓ મેળવવા સારૂ કેટલીક જાતની મુશ્કલીઓને લીધે ભૂલ થવા સભવ છે કારણ કે કેટલાક માબાપો જન્મની નોંધ કરાવવામા અજ્ઞાનતા દર્શાવે છે તેમજ કટલીક સ્ત્રીઓ સુવાવડ આવવાના પ્રસગે પોતાના દેશમા જાય છે તેને લીધે શહેરમા થએના ખરા જન્મની નોંધમા વધારો થાય છે અને બહાર ગામ જન્મ થએલા હોય તેવા મુબઇ શહેરમાં આવીને મરણ પામતા

મુંબઇ શહેરમાં થતા બાળકોનું મરણનું પ્રમાણ અનિશ્ચિત છે છતાં પણ કોમના આગેવાનોની ખાસ ફરજ છે કે બાળકોનું આટલું મોટું મરણોનું પ્રમાણ ક્યા કારણોને લીધે થાય છે તે શોધી કાઢવું જોઇએ.

છેવટે ટુંકમાં જણાવવાનું કે સને ૧૯૧૧ની સાલ અગાઉ આપણી જ્ઞાતિના આંકડાઓ જુદા જણાવવામાં આવતા નહોતા કારણ કે હિંદુઓમાં સમાવેશ કરવામાં આવતો હતો. હાલમાં છેલ્લા ત્રણ વર્ષથી ઉપર પ્રમાણે આપણી જ્ઞાતિના ખાસ જુદા આંકડાઓ બહાર પડતા હોવાથી આપણી કોમની તંદુરસ્તી સંબંધી કેવા પ્રકારની સ્થિતિ છે અને મુંબઇ જેવા શહેરમાં જૈનોની વસ્તીના પ્રમાણમાં મરણનું પ્રમાણ કેવી રીતે છે તે જાણવા સારૂ ઘણાજ ઉપયોગી છે, કે જે આપણી કોમના આગેવાનોને પોતાના જ્ઞાતિબંધુઓની શારીરિક સ્થિતિ અને મરણનું પ્રમાણ સૌથી મોટા પ્રમાણમાં કેમ આવે છે તે સંબંધી માહીતી આપી જાગૃત કરવા પુરતા છે. જો આપણા જ્ઞાતિબંધુઓ જેઓ વરસોના વરસો સુધી જોઇએ તેવા સુખદાઇવાળા મકાનોની અંદર નહિ રહેવાથી જે હાડમારી ભોગવ્યા કરે છે તે તરફ જેમ બને તેમ જલદી પૂરતું લક્ષ આપણા આગેવાનો તરફથી આપવામાં નહિ આવે તો મારી માન્યતા છે કે જે વખત પસાર થાય છે તેમાં છેલ્લા દસ વરસમાં સરકારી વસ્તીપત્રકના રીપોર્ટમાં જણાવવા મુજબ આપણી કોમ જે આધુનિક કેળવણીમાં આગળ વધી છે તે કોમની દરેક વ્યક્તિ પોતાના જ્ઞાતિબંધુઓ સાથે સુખાકારી મકાનોમાં રહેવાની અવશ્યકતા તથા લાભો, પોતાનીજ હોસ્પીટલો તરફની જરૂરીઆત અને મરકી, ક્ષય, અને કોલેરા જેવા જીવલેણ અને હઠીલા દરદોને લીધે તેવા વખતમાં ખુલી હવાવાળા મકાનોથી થતા ફાયદા પોતાની મેળે સમજશે અને આ સવાલ હાલ તુરત નહિ તો ભવિષ્યમાં મોટી અગત્યના ધરાવનારો થઇ પડશે તે નિઃશંક વાત છે. ઘણી સંતોષની વાત છે કે જૈન એસોસીએશન આ સવાલની આવશ્યકતા અને લાભો સ્વીકારે છે અને હું જાણીને ઘણોજ ખુશી છું કે છેવટે આ યોજનાને પોતાથી બનતી મદદ કરવાની અગત્ય તેઓને હવે માલુમ પડી છે.

છેવટે આપણા ઉદાર દીલના બાબુ સાહેબ કે જેઓ તરફથી પનાલાલ બીલ્ડીંગ ગ્રાંટરોડ નજીક બાંધવામાં આવેલ છે કે જે ઠેકાણે જૈનોને પહેલી પસંદગી રહેવા આપવા સારૂ જૈન પેપરમાં જાહેર ખબર પણ અગાઉ આવી હતી છતાં જૈનો મોટા પ્રમાણમાં કેમ લાભ લેતા નથી તેની તપાસ કરવા સારૂ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર માલુમ પડે છે કે જૈનોની ખાસ કમીટી નીમી તપાસ કરવાની જરૂર છે, કે ક્યા કારણોને લીધે વધુ જૈનો તેનો લાભ લઇ શકતા નથી.

૨૫-૧૦-૧૪ — નરોતમ. બી. શાહ.

નાના મોટા ગામોના વેપાર જ્યારે નિઃસત્વ અને હરીફાઇવાળા થતા જાય છે, ત્યારે લોકલક્ષ મોટે ભાગે મુંબઇ તરફ વધતું જાય છે. અને તે રીતે હાલના અશાંતિના વખતને યાદ કરીએ તો દિવસ ઉગ્યે સેંકડો યુવકોને મુંબઇનો આશ્રય લેવો પડે છે. સંજોગો એવા વિકટ આવતા જાય છે કે, મુંબઇમાં કુદકે અને ભુસકે નોકરીએ આવી પડતાં ટોળાંને પહોંચી શકે તેટલી નોકરીની જગા ન મળી શકવાથી સંખ્યાબંધ યુવકોને નિરાધાર ભટકવું પડે છે. અને આંકના ગોપીચંદન કરી વિશીમાં ખાઇ મમાદેવીમાં સુવું પડે છે. મુંબઇમાં જગાની તંગાશ અને ભાડાની મોંઘવારી એટલાં તો વધી પડેલ છે કે, સામાન્ય કહેવતમાં પણ કહેવાય છે કે, "મુંબઇમાં રોટલો મળે પણ ઓટલો મળતો નથી." આવી હાડમારી વચ્ચે એક વ્યક્તિને વિશીમાં જમી પોતાનું જીવન ગુજારતાં કુટુંબથી સદાને માટે નિરાળા રહેવા ઉપરાંત

કંજુસ વિશીના કરકસરીયા ખોરાકના નિત્ય સેવનથી કીંમતી શરીર ખોઇ નાંખવું પડે છે, અને આ સર્વે કારણો વચ્ચે દર વર્ષે મુંબાઇ નોકરી કરતા સેંકડો દેશી લોકો મરણને શરણ થાય છે. કે જે દોષ મુંબઇના પાણીને શિર ચોંટે છે. પરંતુ શ્રીમંતોને બારોબાર ખબર હોય છે કે, પોતાના નિરાધાર બંધુઓ પાણીના નહીં પણ ખોરાક અને સ્થાનની સંકડામણ વચ્ચે કુદરતી નિયમથી શરીર સંભાળવાની પ્રતિકુળતાથી મોટી સંખ્યામાં પ્રાણ ખૂએ છે. મોટરમાં ફરી વાલકેશ્વર કે વરલી, માહીમ અથવા દાદર કે સાંટાક્રુઝના વિશાળ બંગલામાં રાતવાસો ગાળનાર સુખી શ્રીમંતો પોતાના ભાઇઓની આ હાડમારી ક્યાંથી સમજી શકે? કમનસીબે આવા અનુભવતી ખામીમાં દયાળુ કોમના સેંકડો કિંમતી રત્નો દયામણી સ્થિતિમાં જીંદગી અર્પણ કરે છે. અજાયબ થવા જેવું એ છે કે હજારો બલકે લાખોના ખર્ચે પાંજરાપોળો બંધાવનાર, નિરાધાર જાનવરોના રક્ષણ માટે તન મન અને ધનના ભોગે સગવડવાળાં મકાનો તૈયાર કરનાર અને નિર્દય લુટારૂઓ પાસેથી મોટી રકમે પાંજરામાંથી પંખીને ઉડાડવામાં દયા દર્શાવનાર જૈન ભાઈઓના પોતાના જ તેજસ્વી રત્નો—પોતાના જ સ્વામીભાઇઓ આ રીતે દર વર્ષે સેંકડો મકાનની હાડમારીમાં આત્મભોગ આપે છે. ખરેખર દયાળુનું બિરૂદ ધરનાર માટે આ બનાવ ખેદયુક્ત છે તેટલો જ દયાજનક છે.

આવા નિરાધાર અને નાના પગાર ઉપર નિર્વાહ કરનાર યુવકોને મકાનની મોંઘવારીથી કુટુંબ સાથે રહેવું પાલવી શકતું નથી અને તેજ સંકોચ તેની હાડમારીનું કારણ છે. આપણા શ્રીમંતો સેંકડો અવનવા વેપાર ખેલનારા મુંબઇમાં વસે છે. ઘણા બાગાઓ ધરાવે છે. દેરાસરો પાસે લાખો રૂપિયાની પૂંજી છે. અને તેવી પૂંજી ધીરધારમાં, વહીવટમાં અને કામ કરનારાની ચશ્મપોશીમા આડકતરી રીતે લુટાય છે તે વાત સહન થાય છે. દેરાસરોના જુમખા વચ્ચે અને જૈનપુરીના કેંદ્રસ્થાન વચ્ચે સુચના મળવા છતાં અને નાણાની પુરતી સગવડો છતાં મસજીદો થવા પછી હમેશની હાડમારી સહન કરવાનો અનુભવ મેળવે છે છતાં અજાએબ થવા જેવું છે કે આવા ફંડોના ટ્રસ્ટીઓ અને સાધનસંપન્ન શ્રીમંતોથી કુંભકરણની નિદ્રા હજુ ઉડતી નથી.

મુમ્બઇના જૈન વસ્તીના બહોળા વસવાટવાળા લાખોના અનુકુળ ક્ષેત્રોમાં આવી પડીસડી જતી મુડીમાંથી બીલ્ડીંગો તૈયાર કરી રોકાતી મુડીનું સરાફી વ્યાજ ઉપજી શકે તે રીતે રસ્તા ભાડાથી સામાન્ય જૈનોને રહેવાને સગવડ કરી આપવા તરફ જૈન પ્રજાનું વખતો વખત લક્ષ ખેંચવામાં આવ્યું છે. એકથી વધારે વખત પ્લાનો કરી સમજાવવા યત્ન થયા છે. અને સંખ્યાબંધ સુચનાઓ અને અરજપત્રો રજુ થયાં છે. પણ મોટરમાં મહાલતા શ્રીમંતો અને લાખોના સરવાળા મુકી મલકાતા ટ્રસ્ટી મહાશયોને આ હાડમારીનો ક્યાં અભ્યાસ કરવો પડ્યો છે કે, તે તરફ તાકીદે લક્ષ ખેંચવાની ચિંતા કરે.

ખુશી થવા જેવું છે કે આ બાબત મી. નરોતમ બી. શાહે હાથમાં લઇને તે તરફ તેવા ટ્રસ્ટી અને કાર્ય કરનાર શ્રીમંત તેમજ આગેવાન જૈનોનું ધ્યાન ખેંચવાને થોડા વખતથી યત્ન શરૂ કર્યો છે, અને તે માટે જુદી જુદી દિશાએ પ્રયત્ન આરંભ્યો છે. જે આજ નહિ તો જતે દિવસે ફળદાયક થશે તેમ માનવું ખોટું નથી, પરંતુ તેવી આવકારદાયક સ્થિતિએ આ સુચનાનો અમલ ન થાય ત્યાંસુધી તેને ફરી અને ફરી વળગી રહેવાની જરૂર મી. શાહે ભુલી જવાની નથી.

થોડા વખતથી જૈન એસોસિએશન જાગૃત થએલ છે. તા. ૨૬ મી માર્ચે તે તરફનો લાભ લઇ મી. શાહે એસોસિએશનનું તે તરફ લક્ષ ખેચ્યુ હતું જેનો જવાબ અતે પણ તા ૭ મી ઓકટોબરે એસોસિએશન તરફથી મળ્યો છે. કે હાલની નાણા સંબંધી સ્થિતિ અને ગંભીર મામલા વચ્ચે આ સવાલને અનુકુળ તકે પ્રથમ હાથ ધરવાની સરતે આશ્વાસન આપી એસોસીએશને પતાવ્યુ છે. અને મી. શાહ સાથે આપણે પણ આશા રાખીશું કે તેમના વચન અને લાગણીનો અમલ થવા માટે શાંતિનો વખત આપણને તાકીદે પ્રાપ્ત થાય. તેવા પ્રસંગે આ વિષય માટે તેઓ કિમતી સલાહ અને મદદ આપવા તરત બહાર આવશે.

આટલાથી બેસી ન રહેતા મી. શાહે મુંબઇની વર્તમાન સ્થિતિનો ઉંડો અભ્યાસ કરી આવા મકાનોની ગેરહાજરીમાં જૈન પ્રજાને કેટલુ નુકશાન છે તે તરફ જૈન શ્રીમંતોનુ ખાસ લક્ષ ખેચ્યું છે તે પણ ઓછુ ઉપયોગી થઇ પડશે નહિ. તેમના આ અરજપત્રમાં શ્રીમંતને જણાવે છે તેમ–મુંબઇના દરેક વોર્ડ અને લતામાં જૈન વસ્તી છે, કે જેનો સરવાળો ૨૦૪૬૦ માણસનો છે. આ સઘળું છતાં એટલુ ખરૂં છે કે તેનો મોટો ભાગ B અને C વિભાગમા રહે છે કે જે આકડો ૧૩૫૬૩ ની સંખ્યાનો છે આ હકીકતથી આપણે જોઇ શકીશું કે જૈન પ્રજા માટે આ બે લત્તા જ મોટે ભાગે વસવાટવાળા છે કે જે બંને ગીચ અને વધારે મોંઘવારીવાળા તેમજ મરણના મોટા પ્રમાણુની આવરજવાળા છે. વળી ત્યાં સીટી ઇમપ્રુવમેંટ ટ્રસ્ટથી થતા અને થનાર નવા માર્ગોની કાપકુપ અને જગાના વેચાણની તકનો લાભ લઇ જગા મેળવવાનું કામ અનુકુળ છે તે માટે વાંધો લઇ શકાય તેમ નથી.

મુંબઇમાં છેલ્લા ત્રણ વર્ષથી જૈન પ્રજાનું જન્મ મરણનું પત્રક જુદુ જ રાખવામા આવે છે. તે ઉપરથી જાણી શકાયુ છે કે છેલ્લા વર્ષના આકડા જોતા જૈનની ૨૦૪૬૦ માણસની વસ્તી વચ્ચે મરણ ૧૩૪૯ થયા છે જ્યારે ૫૩૬૫૬ બ્રાહ્મણની વસ્તીમા મરણ સંખ્યા ૧૧૫૯ ની છે. પારસીની વસ્તી ૫૦૯૩૧ ની છે જ્યારે મરણ સંખ્યા ૧૧૪૫ છે અને મોહમેદન ૧૭૯૩૪૬ ની વસ્તીમા મરણ પ્રમાણ ૬૪૯૬ છે. આ આકડા સ્પષ્ટ બતાવી આપે છે કે દરેક કોમ કરતાં જૈન પ્રજા માટે મરણનું પ્રમાણ વધારે ગંભીર અને ત્રાસજનક છે. આ સામાન્ય મરણના આંકડાથી વધારે ઊંડાણમા જઇએ છીયે તો વિશેષ ચિંતાનુ કારણ મળે છે. કેમકે પ્લેગના આકડા જુદા પાડીને જોવા પછી જણાયુ છે કે, દર હજારે પ્લેગથી મુસલમાન મરણ ૧.૬૫ પારસી ૦.૦૫, બ્રાહ્મણ ૨.૧૪ નોંધાયા છે, ત્યારે જૈન મરણ ૯.૫૩ નોંધાયાં છે. શું આ આકડા દયાજનક નથી? શુ નિરાધાર જાનવરોના રક્ષણ માટે પણ મગરૂર થતી કોમના નાયકને આ આંકડા હૃદયમાં ઉંડી અસર કરનાર નથી?

આ સઘળું સૂચવે છે કે જૈન પ્રજા માટે રહેવાના સસ્તા ભાડાના મકાનો, જૈન હોસ્ટેલો, જૈન સેનીટેરીયમ, જૈન હોસ્પીટલો અને જૈન આરોગ્ય રક્ષણ મંડળીઓ મુંબઇમાં તાકીદે ઉભી થવાની જરૂર છે.

છેવટે આંટરોડપર આવેલા બાબુઓના મોટા બાળા જૈન ભાઇઓના માટે સસ્તા ભાડાથી આપવાની જે લાગણી બતાવતા જોવાય છે, તેને વધારે પબ્લીકમાં લાવવા સાથે જૈન શ્રીમંતોનું આ તરફ ફરી ફરી લક્ષ ખેંચતાં જૈન પ્રજાના સામાન્ય વર્ગનું દુઃખ જલદી દૂર કરવા યત્ન થશે, તેમ માનતાં મી. શાહના યત્ન માટે મુબારકી સાથે ફત્તેહ ઇચ્છીએ છીએ.

"જૈન" તા. ૧૫–૧૧–૧૪.

ભારતવર્ષમા સર્વ પ્રકારના સૌન્દર્યથી ચડીયાતુ મોહમયી નગર જેવુ સુખનુ ધામ ગણાય છે, તેવુ રોગોનુ ધામ પણ ગણાય છે તે નગરના કેટલાએક ભાગોમા તો રોગોએ પોતાનું નિવાસસ્થાન કરેલુ હોય, તેમ દેખાય છે ગીચ વસ્તીને લીધે આરોગ્યતાના નિયમો સચવાતા નથી, એટલે મલિનતાના વધારાથી અનેક રોગોનુ આમત્રણ થાય છે અને તેને લઇને સર્વોપયોગી મનુષ્ય જીવનના ભોગો લેવાય છે ગઇ તા ૧૮ મી ના અમારા અંકમા "સુખાકારી મકાનોની આવશ્યકતા' વિષનો એક લેખ આપવામા આવ્યો હતો તે ઉપરથી વાચકોના લક્ષ્યમા આવ્યુ હશે કે ગીચવસ્તીમા રહેનારા મુબઇવાસીઓની શી સ્થિતિ થાય છે? તેવા દુ ખરૂપ સ્થાનોમા બી અને સી વાર્ડ આવે છે અને તેમા જૈનવસ્તીનો એનૂતીઆશ ભાગ વસે છે સાધારણ સ્થિતિને લઇને તેમને તેવા સ્થાનમા રહેવુ પડે છે અને પોતાના જીવનની આહૂતિ રોગાગ્નિમા આપવી પડે છે તે લેખમા આપેલા આકડા ઉપરથી સમજી શકાશે કે, દર હજારે મરણોનુ પ્રમાણ કેટલુ બધુ આવે છે તેમા નિર્દોષ બાળકોના મરણની સખ્યા ભયકર છે તથાપિ આ સખ્યાના આકડા હજુ શકા ભરેલા જણાવ્યા છે ધરના પ્રમાણે તે જણાવેલા આકડાથી વધારે મરણ સખ્યા હોવાનો સભવ છે, એમ કારણ સહિત ત્યા દર્શાવ્યુ છે મુબઇમા વસતા જૈન શ્રીમતોએ આ વાત લક્ષમા લીધા જેવી છે મી નરોતમ બી શાહે પોતાના દયાળુ હૃદયની લાગણી પ્રગટ કરવા જે યોજના વિનતિ પૂર્વક મુકી છે તેને માટે અમો તેમને સપ્રેમ ધન્યવાદ આપીએ છીએ બીજા મુબઇવાસી જૈન શ્રીમતાએ તે યોજનાને અનુમોદન આપી પોતાના ધર્મબધુઓના જીવનની રક્ષા કરવા તન, મન અને ધનથી પ્રયત્ન કરવો જોઇએ સ્વદેશને છોડી નિર્વાહને અર્થ મુબઇને આશ્રયે આવેલા સામાન્ય સ્થિતિના ધર્મ બધુઓને સુખાકારીવાળા સ્થાનનો આશ્રય આપવો, એ શ્રીમતોનુ કર્તવ્ય છે, એટલુજ નહીં પણ તે ધર્મબધુઓના અને તેમની સ્ત્રીઓ તથા બાળકોના જીવનની રક્ષા કરવાનુ કારણ રૂપ હોઇ જીવિતદાનનુ મહા પુણ્યરૂપ થઇ શકે છે

જૈનશ્રીમતો મુંબઇના ખુલ્લા પ્રદેશમા સમુદ્રતીરે નવરગિત બગલાઓમા રહી પોતાના ગરીબ ધર્મબધુઓને મલિન ભાગની નરકભૂમિમા રોગપીડિત થઇ મૃત્યુને શરણ થતા જુવે અને તેમનો ઉદ્ધાર કરવા પ્રયત્ન ન કરે એના જેવુ બીજુ શોચનીય શુ છે? અમે આશા રાખીએ છીએ કે, મી૦ નરોતમ બી શાહની આ યોજનાને મુબઇમા વસનારા સર્વ જૈન શ્રીમતો આનદથી અનુમોદન આપશે અને પોતાના દુખી બધુઓનો એ મર્ત્યલોકની નરકભૂમિમાથી ઉદ્ધાર કરવા સુખાકારી મકાનોની ગોઠવણ થાય તેવી એક પારમાર્થિક યોજના ઉભી કર્યા વગર રહેશે નહિ દયાધર્મના અનુયાયીઓના હૃદયમા સર્વ પ્રાણી ઉપર દયાભાવ ઉપજે છે તો પછી સર્વોત્તમ મનુષ્ય જીવનને ધરનારા તે સાથે સમાન ધર્મને પાળનારા મનુષ્ય પ્રાણી તરફ દયાભાવ કેમ ન ઉપજે?

"જૈનશાસન" તા ૨-૧૨-૧૪

વર્તમાનકાળના મહાત્મ્યને લીધે કે મનુષ્યોના વ્યવહાર વ્યાપારમા પ્રમાણિકપણુ કે સત્યવર્તનની ખામીને લીધે તેમજ દિવસાનુદિવસ આપણા દેશમા વ્યાપારમા, ઉદ્યોગ, હુન્નરની થતી અવનતિને લીધે નાના મોટા ગામ યા શહેરમા અનેક માણસો બીન રોજગારી થતા હોવાથી માત્ર પોતાના કુટુબની આજીવિકા માટે કુટુબોથી છુટા પડી, મોટા ભાગે તેવા મનુષ્યોનુ વલણ મુબઇ કે જ્યાં બહોળા વેપાર ધધાનુ કેન્દ્રસ્થાન હોય ત્યા દોરાતું જાય છે.

આવા બીન ધધા રોજગારી મનુષ્યોને લાગવગ કે વેપારી અગવડનાના અભાવે ઘણી મુશ્કેલીઓ વેઠીને નોકરીનો ધધો મળી શકે છે અને દરેક ગામ અને નાના શહેરમાંથી અનેક મનુષ્યો અહીં ધંધાર્થે આવતા હોવાથી આપણી કોમના મનુષ્યને તેવી નોકરીની જગ્યા ન મળવાથી સખ્યાબધ જૈનોને નિરાધાર બનવુ પડે છે

મુબઇ શહેરમા જગ્યાની તગાસ અને ભાડાની મોઘવારી એટલી બધી વધી પડેલ છે કે સુવાની જગ્યા પણ મળવી મુશ્કેલ પડે છે આવી દુખદ સ્થિતિ વચ્ચે એક વ્યક્તિને મહા મુશ્કેલીએ જમવા પુરતા પૈસા મેળવી વીશીમા (જ્યા તદુરસ્તી સચવાય તેવુ ભોજન ભાગ્યે જ હોય છે ત્યા) જમી કુટુબથી અલગ રહી જ્યા ત્યા રાત્રિ ગુજારે છે આવા કારણથી શરીરની હાનિ થતા અનેક કિમતી જાનો (રત્નો) મરણને શરણ થાય છે જેનો દોષ કેટલાએક ત્યાના હવા પાણીને આપે છે જો કે કેટલાક અંશે તે પણ હશે પણ બહોળા પ્રમાણમા ઉપરની સ્થિતિ હોવાથી શ્રીમતોને તેનો ખ્યાલ ક્યાથી આવે! કે તેઓની હાડમારી ક્યાથી જોઇ કે જાણી શકે ?

નવાઇની વાત તો એ છે કે જ્યારે અપગ, લૂલા, પાગળા જનાવરો, પશુ પક્ષીઓ માટે હજારો કે લાખોને ખર્ચે પાજરાપોળો કરીએ છીએ તેના નિભાવ માટે અનેક પ્રયત્નો કરી પૈસા એકઠા કરીએ છીએ, અને નિરાધાર જાનવરોના રક્ષણ માટે અનેક યત્નો દયાની ખાતર કરીએ છીએ, ત્યારે આપણે આપણા નિરાધાર અને હાડમારી ભોગવતા જૈન બન્ધુઓ જેઓને ખોરાક અને રહેવાની સાધન વગર દરવર્ષે સેકડો હજારોની સખ્યામા પોતાના કિમતી પ્રાણ ખોવે તે જૈન ધર્મનો દાવો ધરાવનાર અને દયાળુપણાના પ્રથમ પક્તિએ બીરુદ ધારણ કરનારાઓએ કાઇ પણ કર્યુ છે? જેને માટે ખરેખર આ બનાવ ખેદયુક્ત છે

આવા આશ્રય વિનાના અને માડ માડ ઉદર પોષણ કરનાર બધુઓ માટે મકાનની વધતી જતી મોઘવારીને લઇને કુટુબ સાથે તો શુ પણ એકલા રહેવુ પણ પરવડી શકતુ નથી તેથી ગમે તેવા સ્થળે રાત્રિ ગુજારે છે આવી સ્થિતિ તેજ ખરેખર હાડમારી છે

મુબઇના અનેક શ્રીમતો છતા અને મકાનો ની માલીકી ધરાવનારા છતા તેમજ અનેક ધર્માદા ફડના માલેકો છતા પોતાની મીલ્કત, વ્યાપાર અને ધીરધારમા અનેક રસ્તે લૂટાતી હોવા છતા, આવા કાર્યને માટે પોતાનો પૈસો કે પોતાની મીલ્કતના બીલ્ડીંગો તૈયાર કરાવી સહેજ વ્યાજ ઉપજી શકે તે રીતે સસ્તા ભાડાથી સામાન્ય જૈનોને રહેવાની સગવડ કરી આપવા તેવા ગૃહસ્થોનુ લક્ષ ખેચાતુ નથી અને આ બાબત અનેક વખત અનેક વર્તમાન પત્રોમાં ચર્ચાયા છતા જૈનોની આખ ઉઘડતી નથી એ ખરેખર દીલગીર થવા જેવુ છે

સાભળવા પ્રમાણે મુબઇમા વસતા શ્રીમત પારસી ગૃહસ્થોએ, કપોળ શ્રીમતોએ, હાલાઇ ભાટીઆઓએ પોતાના જ્ઞાતિ બધુઓની આવી અગવડ અને હાડમારી દૂર કરવા માટે ગીરગામના રસ્તા ઉપર આવી સસ્તા ભાડાની ચાલીઓ બનાવી પોતાના જ્ઞાતિ ભાઇઓ ઉપર ગુજરતી હાડમારી દૂર કરી છે, તો જે કોમ દયાળુપણાને માટે ખાસ પ્રથમ માન ધરાવનારી છતા, જેના હાથમા બહોળો વેપાર અને લક્ષ્મી છતા પોતાના ધર્મબધુ માટે આખમીચામણા કરે અને તેઓની દુખદ સ્થિતિ ઉપર લક્ષ ન આપે તો જૈનો માત્ર દયા-દયાના પોકાર કરનારાજ છે, એવુ જો ઇતર કોમ કહે તો તે અયોગ્ય કેમ ઠરાવી શકાય! લાડી, વાડી

અને આડીના શોખીનો અને પુદ્દગલાનંદી જૈન મધુએ તે પોતાના બન્ધુઓની શુ સ્થિતિ છે, તેને કેવી જાતની હાડમારી ભોગવવી પડે છે તેનો અભ્યાસ કરવાની શુ જરૂર ???

જૈન શાસ્ત્રકારોએ સાત ક્ષેત્રમા પોતાના સ્વધર્મી બન્ધુઓનો પણ સમાવેશ કરેલો છે છતા માત્ર એક બે ક્ષેત્રો (દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય વગેરે) જેવા ખાતાઓ કે જ્યા હજારો લાખો રૂપીયા સીલીક છે છતા તેમા દિવસાનુદિવસ વૃદ્ધિ કરતા જાય છે અને જૈન માટે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે જે ખાતુ સીદાતુ હોય તેના ઉપર પ્રથમ લક્ષ આપવુ તેનો કોઇ ભાવ પૂછતુ નથી માત્ર તેવી મિલ્કતોની વૃદ્ધિ કરી તેના ટ્રસ્ટીઓ વહીવટ ચલાવનારાઓ પોતાની સત્તા વધારે વધારે જમાવી પૈસા કેમ વધારે થાય તેવી ધારણા રાખે છે અને તેના પૈસાનો જે રીતે વ્યય થવા જોઇએ, તેમ વ્યય તેઓ કરતા નથી પરતુ પોતાની સત્તા બરાબર સાચવી રાખી, તેવી લક્ષ્મીની વૃદ્ધિ કરે છે તેનુ પરિણામ આપણ બીજી રીતે આવેલુ ઇતિહાસની દષ્ટિથી ઘણી વખત જાણેલુ છે એક વખત એવા હતા કે દેવદ્રવ્યની અતિ જરૂર હોય કે તે વખતે તેની વૃદ્ધિના માર્ગ સુચવાય, તો બીજી વખતે બીજા જે ક્ષેત્રને પોષણની જરૂર હોય તેની વૃદ્ધિ માટે શુ પ્રયાસ નહિ થઇ શકતા હોય ? શાસ્ત્રકારના કથન પ્રમાણે તો જે કાળમા જે ક્ષેત્રના પોષણની જરૂર હોય, તેને મુખ્ય કરી બીજાને ગૌણતામા રાખવા જોઇએ તેમ છતા જરૂરીઆતવાળા ક્ષેત્ર ઉપર દુર્લક્ષ આપવામા આવે અને જેની મુખ્ય તરીકે જરૂરીઆત ન હોય તેનીજ વૃદ્ધિ કરે જાય, અને તે બાબતમા અન્ય મનુષ્યોનો કાંઇ ઉપરોક્ત વિચાર બતાવે તો દેવદ્રવ્યનો નાશ કરે છે અનત સસારી છે એવા ધૃષ્ટતા ભરેલા શબ્દો વપરાય તે વિચારવાન જનો કે દયાળુ મનુષ્યો કદી બોલેજ નહીં

જે ક્ષેત્ર (શ્રાવકક્ષેત્ર) ના પોષણથી જ બીજા બધા ક્ષેત્રોનુ પોષણ થઇ શકે છે અને ભવિષ્યમા પણ તેમ છે તેના તરફ દુર્લક્ષ અપાય તે જૈનોની થતી ઉન્નતિમા એક અવરોધ છે ખુશી થવા જેવુ છે કે આવી બાબતમા લાગણીવાળા બંધુ નરોતમદાસ ભગવાનભાઇએ મુબઇમા વસતા—મધ્યમ વર્ગના જનો માટેની સસ્તા ભાડાની ચાલીઓનો સવાલ દયાની નજરે હાથમા લઇ મુબઇના શ્રીમતો તેમજ આગેવાનોનુ લક્ષ ખેચવા થોડા વખતથી પ્રયત્ન શરૂ કર્યો છે અને જુદી જુદી અનેક રીતે પ્રયાસ કર્યા જાય છે

મી૦ નરોત્તમદાસે મુબઇની વર્તમાન સ્થિતિનો ઉંડો અભ્યાસ કરી એક અપીલ તૈયાર કરી તે તરફ શ્રીમતોનુ ખાસ ધ્યાન ખેચ્યુ છે તે અપીલમા તેઓ જણાવે છે કે, મુબઇના દરેક વોર્ડમા મળી ૨૦૪૬૦ જૈનોની વસ્તી છે, જે મોટે ભાગે બી અને સી વોર્ડમા છે

મુબઇમા છેલ્લા ત્રણ વર્ષથી જન પ્રજાનુ જન્મ—મરણપત્રક જે જૂદુ બતાવ્યુ છે, તેમા જૈનોની ૨૦૪૬૦ ની વસ્તીમા છેલ્લા વર્ષ ( ૧૯૧૩ ) મા ૧૩૪૯ મરણ થયા છે. જ્યારે બ્રાહ્મણની ૫૩૬૫૬ ની વસ્તીમા ૧૧૫૮ મરણ, પારસીની ૫૦૯૩૧ ની વસ્તીમા ૧૧૪૫ મરણ અને મુસલમાનની ૧૭૮૩૪૬ ની વસ્તીમાં ૬૫૯૬ મરણ છે આ આકડા ઉપરથી ખુલ્લી રીતે માલમ પડે છે કે, દરેક કોમ કરતા જૈનપ્રજા માટે મરણનુ પ્રમાણ વધારે ભયકર અને ત્રાસદાયક છે. આ મરણ પ્રમાણ સામાન્ય છે. પરતુ માત્ર એક પ્લેગના જ મરણના આકડા જે કે તે અપીલમા જુદા બતાવ્યા છે, તે તપાસીએ તો જણાય છે કે, દર હજારે બ્રાહ્મણમા ૨.૧૪, પારસી ૦.૦૫, મુસલમાનમાં ૧.૯૫ અને જૈનોમા ૯.૫૭ નોધાયા છે. આ આકડો આપણા જૈનો માટે શુ હા-

જનક નથી? અહિંસા પરમોધર્મ પોતાના રોમેરોમમાં હોવાનો હક્ક ધરાવનારા અને નિરાધાર જાનવરોના રક્ષણ માટે મગરૂરી રાખનાર જૈનનાયકો માટે કેટલી દયા ઉત્પન્ન કરનાર, અને ઉંડી અસર કરનાર છે!

આ સઘળું ખુલ્લી રીતે બતાવે છે કે, મુંબઇનાં જૈનપ્રજા માટે રહેવાના સસ્તા ભાડાના મકાનોની ખાસ અગત્યતા છે અને જે તાકીદે થવાની જરૂર છે.

"આત્માનંદ પ્રકાશ" પોષ, ૧૯૭૧

મુંબઇ શહેરમાં વસતા જૈનો માટે સસ્તા ભાડાના સુખાકારી ભરેલાં મકાનોની આવશ્યકતા દર્શાવનારા લેખો અમારી યાદ મુજબ એક દશકા અગાઉ સારા પ્રમાણમાં લખાયા હતા પણ હમણાં મી. નરોતમ બી. શાહે એક લંબાણ લેખ જે અમો તરફ પ્રકટ કરવાને મોકલી આપ્યો છે તે એટલો તો અર્થસૂચક છે કે સમજુ દરેકે દરેક જૈન તેની કદર કર્યા વિના રહી શકશે નહિ. મજકુર લેખ દૈનિક અને અઠવાડીક પત્રોમાં પ્રકટ થયો છે. જૈનેતર પત્રોમાં માત્ર પ્રગટજ કરીને બેસી રહ્યા નથી પણ તે વિષે એડીટોરીયલ લેખો પણ લખ્યા છે. ટાઇમ્સ આદિ ઇંગ્લીશ પત્રોએ પણ જૈનોના સુખાકારીવાળા સવાલ તથા સત્તાવાર આંકડાને લઇ પ્રકટ કરી જૈનોનું તે સવાલ તરફ અગત્યનું ધ્યાન ખેંચ્યું છે. ખેદ માત્ર એટલોજ છે કે તે કામ વિષે જેઓ અગત્યનો હિસ્સો આપી શકે તેમ છે તેવા જૈન ધનાઢયોએ તે ઉપર સંભાળભર્યું ધ્યાન આપ્યું હોય તેમ માનવાને કંઇ કારણ બહાર આવ્યું નથી.

અગાઉ પણ આ પ્રશ્ન ચર્ચા પામ્યો હતો કે જે વખતે મરકી પુરજોરમાં હતી અને જૈનોનો કચ્ચરઘાણ વધારે નીકળતો હતો. પણ રા. બ. માણેકચંદ કપુરચંદની દેખરેખ નીચે લાલબાગમાં કામ ચલાઉ હોસ્પીટલ શરૂ કરવા સિવાય કંઇ વધુ કરવામાં આવ્યું નહોતું; પણ હવે અનુભવે સુખાકારીવાળાં મકાનોની જરૂરીઆત વધારે સાબીત કરી આપી હોવાથી તેમ કેટલાક સંજોગો, તે કામ માટે તાકીદે યોગ્ય બંધારણ સાથે એક સોસાયટી ઉભી કરવા અને કામ શરૂ કરવાના તરફેણમાં જતા હોવાથી અમે કહેવાની જરૂર ધારીએ છીએ કે, મુંબઇના શ્રીમાન અને વહીવટદાર જૈનોએ પોતાના પ્રમાદનો ત્યાગ કરી સુખાકારીવાળા મકાનના સવાલ ઉપર પ્રથમ ધ્યાન આપવું.

મી. શાહે આ સંબંધીનો લેખ જેમ જુદા જુદા માસિકો અને પત્રોને પુરો પાડયો છે તેમ એસોસીએશન ઓફ ઇન્ડીઆને પણ પુરો પાડી પત્ર વ્યવહાર કરી તેને વ્યવહાર રૂપ આપવાને એસોસીએશન પ્રયત્ન કરે એમ પ્રેર્યા છે તે યોગ્યજ કર્યું છે; કેમકે મજકુર કાર્ય માટે મુંબઇમાં તે સંસ્થાની જવાબદારી પ્રથમ દરજ્જે હોવી જોઇએ એમ તેની હાલની જાગૃતિથી કહી શકીએ છીએ. પણ તેની કારોબારી કમીટીએ જે જવાબ મી. શાહને આપ્યો છે તે વર્તમાન જમાનામાં ઉત્સાહભર્યો અથવા સંભાળભર્યો ભાગ્યેજ કહી શકાશે. 'સમય અનુકુળ નથી' એ શબ્દ કેટલાક વર્ષોથી જૈનોના અને ખાસ કરી આપણી સંસ્થાઓના કાર્યવાહકોના હૃદયમાં કેમ પેસી ગયો તે સમજી શકાતું નથી. કોઇ કાર્ય સંબંધી બાજબી હીલચાલ કે પ્રયાસ કર્યા વિના સમય પ્રતિકુળ છે એમ માનવું તે આપણી નબળાઇજ છે અને તે માટે અમો આગ્રહ કરીશું કે એસોસીએશને જેમ બને તેમ જલદી મુંબઇના દેરાસરો અને આપણી સંસ્થાઓના ટ્રસ્ટીઓ તથા કાર્યવાહકોને એકત્ર કરી આ સવાલનું બાજબી-

પણું પુરવાર કરી આપી પ્રથમ તેઓની સહાય મળે તેની દીલસોજી મેળવવી, તેમજ તે કાર્યની શરૂઆત કરવા માટે તેની સંસ્થાઓના પડી રહેલા અને માત્ર ત્રણ ટકા જેવા ઓછા વ્યાજે બેંકોમાં ફેરવાતા પૈસા 'જૈન બીલ્ડીંગ સોસાયટી' જેવી સંસ્થામાં રોકે તેમ કરવું. અમને વિચાર કરતાં જણાય છે કે તેમ થવાથી તે તે સંસ્થાઓ ખર્ચ કાઢતાં ૩ાા ટકા ચોખ્ખા મેળવવા ઉપરાંત જૈનોનાં સુખાકારી વિષે અગત્યનો હિસ્સો આપ્યાનું વ્યાજબી માન પ્રાપ્ત કરશે અને જૈન શ્રીમંતો પણ તે નાગં લાવી શકશે.

ટ્રસ્ટીઓની જવાબદારી એ છે કે પોતાના હસ્તકમાં ખાતાઓની રકમો સધર જામીનગીરીમાં રોકવી અને તે યોગ્યજ છે પણ સાંભળવા મુજબ તેથી જુદી રીતે પણ વ્યાજે નાણાં ફેરવવામાં આવે છે અને ગયા વર્ષની બેંકોની ગરબડમાં કેટલાંક જૈન ખાતાઓ પણ સપડાયાં છે. બીજી રીતે તેવાં ખાતાંઓ મકાનો પણ ધરાવે છે પણ તે એવી જગ્યાએ હોય છે કે તે મકાનોનો લાભ જૈનો ભાગ્યેજ લઇ શકે છે. તો પછી એક સોસાયટી મારફતે દરેક દેરાસરો અને સંસ્થાઓના એક એક ટ્રસ્ટી કે વહીવટદારોની બનેલી બોર્ડે જે જગ્યાએ જૈનો વધારે બલ્કે પુરેપુરો લાભ લઇ શકે ત્યાં સસ્તા અને સુખાકારી મકાનો બાંધવા અને ઉપર જણાવ્યુ તેવું વ્યાજ છુટે તેવા ભાડાએ જૈનોને રહેવાને લલચાવવા એ શું ઘટિત નથી?

આથી બીજી રીતે જૈન શ્રીમતો ઘણા હોવા છતાં પોતાથી ન્યુન એવા પોતાનાજ બાંધવોના સુખાર્થે ખરચી અને તેના પગલે ચાલવા લાગેલાં બીજી કોમોના ધનાઢ્યોની માફક કાળજી ધરાવતા નથી એમ કહેવાય તે સારૂં નથી કેમકે પારસી અને કપોળ આદિ કોમની સસ્તા ભાડાની ચાલીઓ હસ્તી ધરાવે છે અને જૈન કોમ માટે કંઇજ નહિ, તે શું જૈન કોમની પૂર્વની ખ્યાતિને ખામી લગાડનારૂં નથી?

અમો મી. શાહને સુચવીશું કે તમે ઉપાડેલા કાર્યમાં મંડ્યા રહેશો અને જૈન શ્રીમંતો અને વહીવટદારો ઉપર તમારા સવાલને જેઓએ ટેકો આપ્યો હોય તેઓના અભિપ્રાય સાથેની એક એક નકલ મોકલી મજકુર સવાલનુ છેવટનું વ્યવહારૂ પરિણામ લાવવાને તમારાથી બને તે ભાગ આપવામા પાછા હઠશો નહિ અને તેમ કરશો તો જરૂર તમે વિજય પામશોજ. જૈનોની હયાતીમાંજ જૈન ખાતાંઓની હયાતી છે એ વાત મુખ્ય યાદ રાખવાની હોવાથી આટલી લંબાણ નોંધ લીધી છે.

**"બુદ્ધિપ્રભા"** તા. ૧-૧-૧૫

શ્રીમાન્ મોહનલાલજી જૈન લાઇબ્રેરીના સેક્રેટરી મી. **નરોત્તમ બી. શાહ** તરફથી ગરીબ અને મધ્યમ સ્થિતિના જૈન ભાઇઓ માટે સસ્તા ભાડાની ચાલીઓ મુંબઇમાં સ્વચ્છ અને આરોગ્યવર્ધક રસ્તાઓ ઉપર બાંધવા માટે શ્રીમંત જૈનોને એક અપીલ કરવામાં આવી છે, જેની એક નકલ અમારા ઉપર મોકલવામાં આવી છે. આ અપીલની નોંધ લેવા માટેતેની અંદર જણાવવામાં આવેલા ટેબલોની અંદર ગરીબ અને મધ્યમ વર્ગના જૈનોનાં મરણ પ્રમાણ વાંચતાં ખરેખરી દિલગિરી થાય છે. શ્રીમંત જૈનોએ આ બાબતમાં તરતજ લક્ષ ખેંચવાની જરૂર છે. બીજી પ્રજાના પ્રમાણમાં જૈનોની વસ્તીજ ઓછી છે, તેમાં પણ જે અસાધારણ મોટું પ્રમાણ મરણની બાબતમાં જોવામાં આવે છે તે ખરેખર ખેદજનક છે. ઇ. સ. ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે મુંબઇમાંની સર્વ કોમોની વસ્તી અને પછીના ત્રણ વર્ષમાં મરણ પ્રમાણ દર્શાવવામાં

આવ્યા છે. મુંબઇની વસ્તીના પ્રમાણમાં અને અન્ય કોમની પ્રજાના પ્રમાણમાં મરણ સંખ્યા જૈનોની કેટલી વધારે છે તે તરતજ સમજાય તેવું છે. બીજી જ્ઞાતિમાં એક હજારના પ્રમાણમાં ૨૦ થી ૨૧ ટકા મરણ પ્રમાણ છે, મુસલમાનોમાં ૪૦ ટકા છે ત્યારે જૈનોમાં ૭૦ ટકા મરણ પ્રમાણ આવે છે. તે વાંચતાં-વિચારતાં બહુજ ખેદ થાય તે સ્વાભાવિક છે. બીજી પ્રજા કરતાં જૈન પ્રજાને મુંબઇમાં ગીચ અને ગલીચ ભાગમાં રહેવાનું છે. ખલાસીચકલો–પાયધુની–સુતારચાલ–છીપીચાલ–માંડવી બંદર વિગેરે બહારકોટના એવા ભાગમાં જૈનોની વસ્તી વસેલી છે કે જે ભાગમા મરણ પ્રમાણ વધારે આવે છે અને પ્લેગના સમયમાં પ્લેગની શરૂઆત પણ આ લતાઓમાંથી જ થાય છે. પ્લેગની બાબતમાં પણ દર હજારે અન્ય કોમમાં મરણ પ્રમાણ બે-ત્રણ ટકા આવે છે, ત્યારે જૈનોમાં ૧૦–૧૨ ટકા મરણ પ્રમાણ આવે છે. આથી પણ વધારે દીલગીરી ઉપજાવે તેવું મરણ પ્રમાણ બાળકોની બાબતમાં જૈનોમાં આવે છે.

આ બધું વાંચતાં મી. શાહની સસ્તા ભાડાની આરોગ્યદાયી ચાલ માટેની અપીલ ઉપર તરતજ લક્ષ ખેંચવાની જરૂરીઆત અમને જણાય છે. શ્રીમંત ગૃહસ્થોના ધનવ્યયનું આ ઉત્તમ સાધન છે. જૈન બંધુઓને ખરેખરી મહત્વની–ઉપયોગી આ બાબત છે; અને અમને પુરતી આશા છે કે મી. શાહની અપીલને યોગ્ય ન્યાય તરતજ જૈન ગૃહસ્થો આપશે. આરોગ્યદાયી સ્થાનો ઉપર તેમના તરફથી જૈન ભાઇઓને ઉપયોગમાં આવે તેવી ચાલીઓ બંધાવવાનો સત્વરજ બંદોબસ્ત કરવામાં આવશે. જ્યારે અન્ય અન્ય સ્થળોએ માળાઓ બંધાવી અથવા ખરીદી પોતાના પસાનો મોટો ભાગ તેમા રોકી વ્યાજના બદલામાં ભાડું ખાતુ પસંદ કરવામાં આવે છે ત્યારે ઉદાર દીલના શ્રીમંત ગૃહસ્થોએ પોતાના જાતિબંધુ તેમજ ધર્મબંધુઓને આરોગ્યવાળે સ્થળે રહેવામાં સહાયક શા માટે ન થવું? બીજી જગ્યાએથી બીજાઓનું વધારે ભાડું મેળવી તેનો લાભ જૈન બંધુઓનું ભાડું ઓછું લઇને તેમને આપવો એ દરેક શ્રીમંત ગૃહસ્થનું કર્તવ્ય છે.

"જૈનધર્મ પ્રકાશ" માર્ગશીર્ષ ૧૯૭૧

મુંબઇ શેહેરમાં વસતા જૈનો માટે સસ્તાં ભાડાંનાં સુખાકારી ભરેલ મકાનોની આવશ્યકતા દર્શાવનારી ચર્ચા કેટલેક વખત થયાં ચાલે છે; પણ તેના સંબંધમાં અત્યાર આગમચ વહેવારૂ પગલાં લેવાની જોઇએ તેવી હીલચાલ હાથ ધરવામાં આવી નથી તે દીલગીરી ભરેલું છે. જૈન કોમ સાધારણ રીતે વેપારમાં લાગેલી હોવાથી તેને શ્રીમંત કોમ તરીકે ઓળખવામાં આવે છે, પણ તેની ખરી સ્થિતિની તપાસ કરતાં આપણને માલૂમ પડે છે કે, અમુક શ્રીમંતો સિવાય બાકીનો મોટો ભાગ મધ્યમ સ્થિતિ અથવા ગરીબાઈ ભોગવે છે. તે લોકોની આવક મોટી નહી હોવાથી તેઓને અસુખાકારી ભરેલાં મકાનોમાં રહેવાની ફરજ પડે છે. તેથી તેઓ વચ્ચે મરણ પ્રમાણ ઘણું મોટું આવે છે, તે મુંબઇ મ્યુનીસીપાલીટીના તનદરોસ્તી ખાતાં તરફથી બાહેર પાડવામાં આવતા આંકડાઓ ઉપરથી જોઇ શકાય છે.

૧૯૧૧ માં મુંબઈ શહેરમાં તેમજ તેની આસપાસનાં પરાંમાં વસતા જૈનોની કુલ્લે સંખ્યા લગભગ વીસ હજાર ચારસો સાઠ જેટલી હતી. તેમાંના ચારસો પાંસઠ એ૦ વૉર્ડમાં, ચાર હજાર આઠસો છત્રીસ બી૦ વૉર્ડમાં, આઠ હજાર સાતસો એક સી૦ વૉર્ડમાં, એક હજાર પિસ્તાળીસ ડી૦ વૉર્ડમાં, બે હજાર સત્તર ઇ૦ વૉર્ડમાં, એક હજાર બસો બાવન એફ૦ વૉર્ડમાં, એક હજાર ત્રણસો પચીસ જી૦ વૉર્ડમાં અને ત્રણસો ઓગણીસ રેલ્વે બંદરપર

રહેનારા અને ઘરબાર વિનાના છે. આ આંકડાઓ ઉપરથી જોઇ શકાશે કે જૈન કોમની વસ્તીનો લગભગ એત્રતીયાંશ ભાગ ફક્ત બી૦ અને સી૦ વૉર્ડ જેવા ગીચ લતાઓમાં રહે છે. તે સ્થળોમાં આવેલાં સુખાકારી ભરેલાં મકાનોનાં ભાડાં ભરવાને તેઓનો ઘણો મોટો ભાગ શક્તિવાન નહિ હોવાથી તેમને અસુખાકારી ભરેલાં મકાનોનો આશરો લેવાની ફરજ પડે છે. આથી પરીણામ એ આવે છે કે, તેઓની વચ્ચે બીજી કેટલીક કોમો સાથે સરખાવતાં મરણ પ્રમાણ ઘણું વધારે આવે છે. આ મરણ પ્રમાણ જૈન બંધુઓની સંખ્યાના પ્રમાણમાં કેટલું મોટું છે તે ગયાં ત્રણ વરસ દરમ્યાન થયલાં મરણોની સરખામણી ઉપરથી જોઇ શકાશે. મુંબઇમાં વસ્તી જૈન કોમની વીસ હજાર ચારસો સાઠની સંખ્યામાંથી ૧૯૧૧ ના સાલ દરમ્યાન એક હજાર ચારસો આડત્રીસ મરણો, ૧૯૧૨ નાં વરસ દરમ્યાન એક હજાર ચારસો ચૌદ મરણો અને ૧૯૧૩ માં એક હજાર ત્રણસો ઓગણપચાસ મરણો થયાં હતાં, ત્યારે મુંબઇમાં વસ્તા પચાસ હજાર નવસો એકત્રીસ પારસીઓમાંથી ૧૯૧૧ નાં વરસ દરમ્યાન એક હજાર બસો બેતાળીસ, ૧૯૧૨ માં એક હજાર ત્રણસો ચૌદ અને ૧૯૧૩ મા એક હજાર એકસો પીસતાળીસ મરણો થયાં હતાં; એટલે કે ૧૯૧૧ નાં વરસમાં જૈનો વચ્ચે દર હજારે મરણ પ્રમાણ ૭૦.૨૮ આવ્યું હતું, ત્યારે પારસીઓનાં મરણ પ્રમાણનો આંકડો ફક્ત ૨૪.૩૮ જેટલો હતો, વળી ૧૯૧૨ માં પણ જૈનો વચ્ચે મરણ પ્રમાણ ૬૯.૧૧ અને ૧૯૧૩ માં ૬૫.૯૩ જેટલું હતું ત્યારે પારસી કોમમાં તે વરસ માટેનાં મરણ પ્રમાણનો આંકડો અનુક્રમે ૨૫.૭૯ અને ૨૨.૪૪ જેટલો આવ્યો હતો.

આ ઉપરથી જૈન ભાઇઓ જોઇ શકશે કે તેઓ વચ્ચેનાં મરણ પ્રમાણનો આંકડો પારસીઓ સાથે સરખાવતાં લગભગ ત્રણ ગણો આવે છે; અને તે બીના જૈન કોમ માટે ગંભીર ગણાવી જોઇએ. જો આ પ્રમાણે કેટલાંક વરસો સુધી મરણ પ્રમાણ ચાલુ રહે તો જૈન કોમની સ્થિતિ હાલના કરતાં ઘણા નઠારા તબક્કા ઉપર જઇ પહોંચે અને તેમા સુધારો કરવાનું ઘણું મુશ્કેલ થઇ પડે. બીજી કોમોની માફક જૈન કોમ સ્વચ્છતાના નિયમો સારી રીતે પાળનારી છે, તેમજ તેનામા કોઇ એવી ખાસ ખામી નથી કે જેથી તેના વચેનું મરણ પ્રમાણ બીજી કોમો કરતાં વધારે આવે, પણ જૈન બંધુઓનો ઘણો મોટો ભાગ મધ્યમ અને ગરીબ સ્થિતિ ભોગવતો હોવાથી સસ્તાં ભાડાનાં સુખાકારી ભરેલાં મકાનોની ગોઠવણની ગેરહાજરીમાં તેઓને અસુખાકારી ભરેલાં મકાનોમાં પોતાની મરજી વિરૂદ્ધ ગરીબાઇના સબબે રહેવાની ફરજ પડે છે, અને તેને લીધે ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ વચ્ચે મરણ પ્રમાણ ઘણું મોટું આવે છે. જૈન કોમમાં મરકીથી થયલાં મરણોનું અવલોકન કરતાં પણ એજ બીના ઉપર તરી આવે છે. તેઓમાં મરકીથી થયલાં મરણોનું પ્રમાણ દર હજાર દીઠ ૧૯૧૧ માં ૧૨.૧ ટકા જેટલું હતું, ત્યારે પારસીઓમાં તે ૧.૭૬ જેટલું નાનું હતું, તેમજ ૧૯૧૨ અને ૧૯૧૩ નાં વરસો દરમ્યાન જ્યારે જૈનો વચ્ચે મરકીથી થયલા મરણોનું પ્રમાણ અનુક્રમે ૫.૯૧ અને ૯.૫૩ આવ્યું હતું, ત્યારે પારસીઓમાં તે આંકડો બંને સાલો માટે એક કરતાં પણ ઓછો હતો. વળી બાળકોનું મરણ પ્રમાણ પણ તેવી દિલગીરી ભરેલી સ્થીતી રજુ કરે છે આ ઉપરથી જૈન ભાઇઓ જોઇ શકશે કે પોતાના ગરીબ કોમી બંધુઓ માટે સસ્તાં ભાડાનાં મકાનો હસ્તી ધરાવતાં નહીં હોવાથી તેઓને ઘણું ભમવું પડે છે. તેઓમાંના ઘણા અકાળ મૃત્યુને શરણ થાય છે અને બીજા કેટલાક જુદી જુદી બીમારીઓને વશ થઇ લાંબા વખત સુધી દુઃખ ભોગવે છે. આ સ્થિતિમાંથી તેઓને રાહત આપ-

વાની શ્રીમંત જૈનોની ફરજ છે. તેઓએ પોતાના ગરીબ બંધુઓ માટે સસ્તાં ભાડાંનાં મકાનો બાંધવાની પહેલી આવશ્યકતા છે. મુંબઇમાં ગરીબ માણસોને જે મોટી મુશ્કેલી નડે છે. તે એ કે, પોતાનાં ગજવાંના પ્રમાણમાં ભાડું ખરચનાં જોઇએ તેવાં સુખાકારી ભરેલાં મકાનો તેમને મળી શકતાં નથી. કેટલાંક સમજુ ગરીબ માણસો પોતાનાં ગજવાં ઉપરાંત પણ કેટલુંક વધારે ભાડું ખરચવાને તૈયાર થયા છતાં તેઓને સુખાકારી ભરેલાં મકાનો ભાગ્યેજ મળે છે. વળી કમનસીબે મકાનનાં ભાડાંમાં ઘટાડો થવાને બદલે ઉલટો વધારો થયા કરે છે, જે સાથે ગરીબોની મુશ્કેલી વધતી જાય છે. તે માટે જરૂરનું છે કે જૈન કોમના શ્રીમંત આગેવાનોએ પોતાના કોમી ભાઇઓ માટે સસ્તાં ભાડાંનાં મકાનો બાંધવાને બાહેર પડવું. તેઓ ખાસ કરીને પારસી કોમ તરફ નજર કરશે તો જણાશે કે સરખામણીમાં તે કોમ વચ્ચેનું મરણ પ્રમાણ ઓછું હોવાનું કારણ સખાવતી શ્રીમંત પારસી આગેવાનો તરફથી પોતાના ગરીબ કોમી બંધુઓ માટે સસ્તાં ભાડાંનાં સુખાકારી ભર્યાં મકાનોની કરવામાં આવતી જોગવાઇનું છે. બીજી કેટલીક કોમોની સાથે સરખાવતાં આપણને માલમ પડશે કે સસ્તાં ભાડાંના મકાનો બંધાવવામાં પારસી કોમ આગેવાન દરજ્જો ભોગવે છે. તેનું અનુકરણ કરીને હાલમાં બીજી કેટલીક કોમો તરફથી પોતાના કોમી બંધુઓ માટે સસ્તા ભાડાંનાં મકાનો બાંધવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે, અને તેનાં રૂડાં ફળો તે કોમોને મળવા લાગ્યાં છે. પણ જૈન જેવી આગેવાન કોમ આ બાબતમાં હજુ સુધી પાછળ રહી ગઈ છે તે જાણીને આપણને આશ્ચર્ય સાથે દિલગીરી પેદા થાય છે. જૈન કોમ ઘણા શ્રીમંતો ધરાવવાને ભાગ્યશાળી છે, તેઓમાંના કેટલાક એવા છે કે જેઓ ધારે તે પોતાના ગરીબ કોમી ભાઇઓ માટે સસ્તા ભાડાંનાં પુરતાં મકાનો બંધાવી શકે. જૈન બંધુઓ સાધારણ રીતે સખાવતી હોય છે. તેઓ પોતાના દેવળો અને બીજાં ધાર્મિક કાર્યો પાછળ દરવરસે મોટી રકમોનો ખર્ચ કરે છે, પણ કમનસીબે તેઓની સખાવતનો ઝરો હજુ પોતાના કોમીબંધુઓની સુખાકારીમાં વધારો કરવા તરફ વહેતો થયો નથી, પણ પોતાના કોમીબંધુઓની સુખાકારીમાં વધારો કરવાને સસ્તાં ભાડાંઓનાં મકાનો બાંધવા પાછળ નાણાં ખરચવાં તે બીજાં ધાર્મિક કામો પાછળ કરવામાં આવતા ખર્ચ કરતાં ઓછું પુન્યવંતું કાર્ય નથી જૈનોમાં સખાવતનો ઝરો કેટલો ઉંડો અને વીસ્તીર્ણ છે તે એટલા ઉપરથી જણાશે કે તેઓ બીજાઓ ઉપરાંત જાનવરોનું રક્ષણ કરવા પાછળ ચાલુ મોટો ખર્ચ કર્યા જાય છે. તો મનુષ્ય જાત જેવાં ઉચા પ્રાણીઓ અને ખાસ કરીને પોતાના કોમી અને ધાર્મિક બંધુઓની સ્થિતિમાં સુધારો કરવાને હવે વધુવાર તેઓએ હાથ ખાંચનો યોગ્ય નહી કહેવાશે તેઓની સખાવતનો ઝરો ગરીબોને રાહત મળે તેવી આ નવીન દીશામાં લઇ જવા માટે આગેવાન જૈનોનું બનેલું એક મંડળ સ્થાપવાની જરૂર છે. તે મંડળે હાજતમંદ જૈનોની સંખ્યાનો આંકડો તૈયાર કરી અને તેઓ માટે જોઇતાં સસ્તાં ભાડાંનાં મકાનો બાંધવા પાછળ થનારા ખર્ચનો અડસટો કોમ સનમુખ રજુ કરી તેને મદદ માટે વિનંતિ કરવાથી પરીણામ સારૂંજ આવવાની આશા રાખી શકાશે. તે ઉપરાંત સારાં મકાનોની ગેરહાજરીમાં કોમને કેટલું ખમવું પડે છે તેની સમજુતી આપવાને ભાષણો અને હસ્તપત્રકો મારફતે આવું એક મંડળ કોમની આંખો ઉતાવળે ઉઘાડી શકશે. આ પ્રમાણે કેટલોક વખત સુધી કરવામાં આવશે તો સખાવતી શ્રીમંત શેઠીયા ધરાવતી જૈન કોમમાંથી પુરતાં નાણાંની જોગવાઇ મેળવવામાં ઘણી મુશ્કેલી નડશે નહી.

" મુંબઇ સમાચાર " તા. ૨-૧૨-૧૪

આપણા મુંબઈ શહેરમાં કપોળ, લોહાણા, ખોજા, પારસી, મેહોમેડન, વગેરે કોમો પોતપોતાના ગરીબ તથા નિર્ધન વર્ગો માટે સસ્તા ભાડાનાં સુખાકારીભર્યા મકાનો ધરાવતી થઇ છે ત્યારે જૈન જેવી સાહસિક વેપારી અને શ્રીમંત કોમ જે લખેશ્રી શેઠીઆઓ ધરાવવાનું માન ભોગવે છે તે કોમ આ બાબતમાં અફસોસ ભરી રીતે પછાત પડેલી છે એવો પોકાર આજકાલ ભારે ધ્યાન ખેંચનારો થઇ પડ્યો છે. પોતાની કોમના લાચાર તથા ગરીબ કુટુંબો માટે એકાદી સસ્તા ભાડાંની ચાલી જૈન શેઠીઆઓ પુરી નહી પાડે અને બીજી તરફ મોટા મોટા વરઘોડા કહાડવા પાછળ નોકારસીનાં ગંજાવર જમણો કરવા પાછળ, લગ્ન તથા મરણ પ્રસંગે જંગી નાતવરા કરવા તરફ સેંકડો બલકે લાખોની રકમ પાણીની માફક ખરચી નાંખવામા મચ્યા રહે એ ખરેખર જૈન કોમની કમનસિબી છે. ૧૯૧૧ ની સાલની છેલ્લી વસ્તીની ગણત્રી મુજબ મુંબઈ શહેરમા જૈનોની વસ્તી ૨૦૪૬૦ માણસોની છે. અને તે વસ્તીનો બેત્રતીયાંસ ભાગ માંડવી તથા ભુલેશ્વર જેવા ગીચ વસ્તીના ધામમાં વસે છે કે જે લત્તાઓનુ મરણ પ્રમાણ શહેરના બીજા ભાગો કરતા હર હંમેશ વધારે રહે છે. છેલ્લાં ૩ વર્ષના આંકડા તપાસવામા આવે, તો અન્ય કોમો કરતા જૈન કોમની વસ્તીનાં પ્રમાણમાં એ કોમનુ મરણ પ્રમાણ અતિશય વધારે છે. અને તેનો ખ્યાલ એટલાજ ઉપરથી આવી શકશે કે દર હજારે જૈન મરણ પ્રમાણ ૧૯૧૧ મા ૭૦.૨૮ ટકા, ૧૯૧૨ માં ૬૦.૧૧ અને ૧૯૧૩ મા ૬૫.૯૩ ટકા જેટલુ રહ્યું હતું, જ્યારે બ્રાહ્મણ, પારસી અને મુસલમાન કોમનું મરણ પ્રમાણ તેની વસ્તી સાથે સરખાવતા ઓછુ આવ્યું હતું. આ પ્રમાણે વસ્તીની સંખ્યા ધ્યાનમા લેતા જૈનોનાં મરણ પ્રમાણનો જુમલો બીજી કોમો કરતા સઉથી વધારે છે. કુદરતી રીતે બાળકોનુ મરણ પ્રમાણ પણ મોટુ છે. કહે છે કે તેનો સબબ માત્ર એટલો જ છે કે ગરીબ તેમજ નીર્ધન સ્થિતિના જૈન કુટુંબો અસુખાકારી ભર્યાં મકાનોમાં સબડે છે અને મધ્યમ વર્ગના માણસો પોતાની કમાનાત કરતા ઘો વધારે ભાડુ ભરવા છતાં સુખાકારી ભર્યા મકાનોમા વસવાટ કરવાને બેનસીબ રહેતા હોવા જોઇએ. શહેરના અસુખાકારી ભર્યા કંગાલ ગીચ લત્તાઓમા અકાળે આટલી મોટી સખ્યામા જૈન બંધુઓ બાઇઓ કે બાળકોનો નીકળતો કચરઘાણ જૈન શ્રીમંતોના દીલ પીગળાવવાને બસ છે. જૈનો જીવદયા પ્રતીપાળ કોમ તરીકે જાણીતા છે. કીડી જેવા નાના જીવ જંતુઓથી માંડીને હાથી જેવા મોટા પશુ તરફ સમાન દયાની નજરે જોનારા છે. અને 'અહીંસા પરમો ધર્મ' ના સીદ્ધાંતને અનુસરનારા છે.—આગળ વધીને કહીએ તો એક કસાઇના હાથમાથી એકાદ પશુ પક્ષીને છોડાવવાના કામમાં પોતીકો જીવ પટકી નાખે છે અને સેંકડો બલકે હજારો રૂપિયા દર સાલ ખર્ચે છે, મોટી મોટી પાંજરાપોળો ચલાવે છે. જીવદયા ફંડો સ્થાપી માસને બદલે વનસ્પતી કે ખોરાકની લડત ચલાવે છે—પણ અમોને કહેવું પડે છે કે જીવદયાનુ એક અતિ ઉત્તમ અને શ્રેષ્ઠ કાર્ય—જે માણસ જાતને—અરે પોતાનાજ ગ્નાતી બંધુઓને મોતના ડાચામાંથી બચાવી રક્ષણ આપવાનુ કાર્ય બજાવવામા અફસોસકારક રીતે એજ જીવ દયાળુ જૈનો તદ્દન પછાત રહ્યા છે. કેળવાયલા તથા સમજુ જૈન વર્ગે એકદમ બહાર આવી જન ગરીબોને સસ્તાં ભાડાના સુખશાંતીમર્યા મકાનો પુરાં પાડવાની લડત હીંમતથી ઉપાડી લેવી જોઇયે છે અને કોમના શેઠીઆઓ તથા શ્રીમંત નરનારીઓનું દરેક ધ્યાન ખેંચવું ઘટે છે. જૈનોમાં દર સાલ મોટી મોટી સખાવતો કરવામાં આવે છે, જેમાનો મોટો ભાગ ધર્મ તથા દયાનાં કામો પાછળ ખર્ચાય છે, તો જૈન ગરીબોની અંતરની રૂડી આશીશ મેળવનારી દીશાએ તે સખા-

જનો થોડોઘણો ભાગ કાં વપરાવો નહીં જોઇયે ? અમો ઇચ્છીશું કે મુંબઇના જૈન સંઘના સુકાનીઓ આ હીલચાલને તાકીદે ઉપાડી લેશે. વળી જૈન કોમ લાખોના ગંજ ફંડો ધરાવે છે, જૈન મંદીરોની માલેકી હેઠળ હજારોની કીમતનાં મકાનો અને ચાલીઓથી મુંબઇમા ઉભેલાં છે. પાયધુણી ઉપરનાં શ્રી ગોડીજીનાં મંદીરને લગતી એક કુશાદે ચાલી છે— કાં નહી આ જૈન ધર્મ સ્થળોના ટ્રસ્ટીઓ પોતાની ચાલી કે મકાનમાં પરકોમવાળાઓ વસી તેનો લાભ મેળવે તે કરતાં જૈનોને પહેલી પસંદગી આપે ? જૈન સખાવતથી ચાલતા આવા ખાતા ઉપર જૈન કોમનો પહેલો હક પુગે છે, તો જૈન સંઘ તે માટે કાં ઘટતાં પગલાં નહી ભરે ? જૈન ચેરિટીઝનાં મકાનોને બાજૂએ મેલતાં મુંબઇમા ખુદ જૈન માલેકીના કાંઇ ઓછાં મકાનો નથી. ગ્રાંટરોડ ઉપર તેમજ શહેરના બીજા લત્તાઓમા બાબુ પનાલાલજી અને બીજા જૈન શેઠીયાઓની સંખ્યાબંધ ચાલીઓ તથા કુશાદે મકાનો નજરે પડે છે. આવાં સુખશાંતી ભર્યાં મકાનોમાં જૈનોને પ્રથમ પસંદગી આપવાને માત્ર કોમી લાગણીથી જૈન શ્રીમંતો મન ઉપર લે તો તેઓ પોતાની કોમની કેવી અચ્છી સેવા બજાવી શકે ? આવા પ્રકારનો કોમી જુસ્સો જૈન શેઠીયાઓમાં ઉત્પન્ન થવાની જરૂર છે અને તેવા રૂડા દીન જૈન કોમ માટે આવી લાગે તે પહેલાં કેળવાયેલા તથા કોમહીતકારી જૈનોએ મજબુત એજીટેશન પોતાના સંઘ, પંચાયત કે ન્યાતની અંદર ઉપાડી લેવું ઇચ્છવાજોગ થઇ પડશે. અમો ભુલતા ન હોઇયે તો મુંબઇમાં જ એસોસીએશન ઓફ ઇંડીયા, કોન્ફરન્સ કમિટી, વગેરે બીજાં અનેક અગત્યના મંડળો હસ્તી ધરાવે છે, તો તે મંડળોએબી આ હીલચાલને ઉપાડી લેવી યોગ્ય થઇ પડશે. ઉમેદ છે કે કોમની સેવા બજાવવાનું આ બીડું જૈન આગેવાનો તાકીદે ઝડપશે.

"જામેજમશેદ" ૧-૨-૧૪

## મુંબઇ શહેરમાં સને ૧૯૧૪ માં જૈનોનું મરણ પ્રમાણ.

મુબઇ શહેર અંદર કોમવાર તંદુરસ્તીને લગતો સને ૧૯૧૪ ની સાલનો રીપોર્ટ મુંબઇ શહેરની મ્યુનીસિપાલીટીના તંદુરસ્તી ખાતા તરફથી હાલમાં બહાર પાડવામાં આવેલો છે. જેમાં દરેક કોમનુ મરણ પ્રમાણુ વગેરે હકીકત દર્શાવવામાં આવી છે. જેમા જૈન કોમને લગતી નીચેની હકીકત માલુમ પડે છે સને ૧૯૧૧ ની વસ્તીની ગણત્રી મુજબ મુંબઇ શહેરમાં જૈનોની ૨૦૪૬૦ માણુસોની વસ્તીમાં સને ૧૯૧૪ ની સાલમાં દરહજારે બાળકોનું જન્મ પ્રમાણુ ૧૬.૫૧ હતું જે ૧૯૧૩ ની સાલમાં ૧૮.૩૭ હતું જે દીનપ્રતીદીન જન્મોમા થતો ઘટાડો દેખાડે છે જ્યારે બીજી કોમોમાં થતાં જન્મ પ્રમાણનો આંકડો વધેલો જોવામાં આવે છે. નોંધવામાં આવેલ જન્મ પ્રમાણુના આંકડા તરફ જોતાં બાળકોનું મરણુ પ્રમાણુ સને ૧૯૧૩ ની સાલમાં દરહજારે ૭૯૨.૫ હતું જે રીપોર્ટવાળા વર્ષમાં દરહજારે ૮૨૩.૬ નું બતાવવામાં આવ્યું છે સને ૧૯૧૪ માં મુંબઇ શહેરમાં જૈનોનું દરહજારે મરણુ પ્રમાણુ ૫૯.૩૩ હતું જે ૧૯૧૩ ની સાલમાં ૬૬.૯૩ હતું. બીજી કોમો તેમજ આખા મુંબઇ શહેરના મરણુ પ્રમાણુ સાથે સરખાવતાં જૈન કોમનું મરણુ પ્રમાણુ સૌથી મોટું અને ભયંકર લાગે છે. આ ઠેકાણે લંબાણુ હકીકત લખાના સબબથી બીજી કોમોના મરણુ પ્રમાણુના આંકડા નહિ આપતાં ટુંકમાં ઉપરનાજ આંકડાઓ વાંચનારને ખાતરી આપશે કે કોમની

તંદુરસ્તી કેમ સુધરે તે તરફ સૌથી પહેલું લક્ષ આપવાની કોમની આબાદી ઇચ્છનાર હરકોઇ જૈનની ફરજ છે. સને ૧૯૧૪ ની સાલમાં ૨૦૪૬૦ ની જૈનોની મુંબઇની વસ્તીમાં ૧૨૧૪ મરણો નીપજ્યાં છે. જેમાં મરકીથી ૧૭૮, ક્ષય રોગથી ૩૨. ફેફસાંના દર્દોથી ૩૯૭ મળી કુલ ૬૦૭ મરણો એટલે લગભગ કુલે મરણોમાં પચાસ ટકા જેટલા મરણો ઉપરના દર્દોથી થયેલા બતાવવામાં આવ્યા છે, જે ઉપર જઇન કોમનું ધ્યાન ખેંચવાની જરૂરીઆત છે. ઉપરની હકિકત ઉપરથી મુંબઇ શહેરનું આપણું મરણ પ્રમાણુજ ફક્ત મોટું છે એટલુંજ નહિ પરંતુ તપાસ કરતાં માલુમ પડે છે કે જૈન વસ્તીની સેંકડે સીતેર ટકા જેટલી વસ્તી એક ઓરડીવાળી ખોલીઓમાં રહેનાર છે કે જે કોમની કેવી સ્થીતી છે તેનો ખ્યાલ આપવા પુરતું છે. જો કે ખુશી થવા જેવું છે કે જૈનોમાં મરણ પ્રમાણ ઘટાડવા સંબંધી ઉપાયો યોજવા સારૂ કોન્ફરન્સ તરફથી તેમજ સુખાકારી મકાનો અને સસ્તા ભાડાની ચાલીઓ સંબંધી કેવા પ્રકારની હાજત મુંબઇ શહેરમાં વસતી જૈન કોમ માટે પ્રથમ અગત્યતા ધરાવે છે, તે સંબંધી જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ તરફથી કમિટીઓ નીમવામાં આવેલ છે અને જે પોતાનું કાર્ય રીપોર્ટ કરી સમાપ્ત કરશે, છતાં પણ જેવી રીતે હાલમાં સાંભળવામાં આવ્યું છે કે એક પારસીબાઇએ પોતાના હાતમ દીલથી રૂ ૩૦૦૦૦ ની સખાવત પારસીઓ માટે ચાલીઓ બાંધવા સારૂ કરેલ છે. તે પ્રમાણે જો સખી દિલના કોમના અગ્રેસરો સ્વાર્થ ત્યાગ કરી આ સવાલ તરફ પરમાર્થિક વૃત્તિથી પોતાની ઉદારતાનો હાથ લાંબો કરી જો સખાવત કરશે તોજ ઉપરોક્ત બંને સંસ્થાઓ તરફથી નિમાયેલી કમિટીથી લેવામાં આવતા શ્રમનું ફળદાયક પરીણામ આવશે એમ માનવું અસંભવીત લાગતું નથી.

તા. ૫–૯–૧૫ **નરોતમ. બી. શાહ.**

ભારત વર્ષમાં પ્રથમ પદે ગણાતાં મુંબઇ નગરની પ્રજાની તંદુરસ્તીને લગતો સને ૧૯૧૪ ના વર્ષનો રીપોર્ટ પ્રગટ થયો છે. પ્રજાની તંદુરસ્તી અને સુખાકારી વિષે સંપૂર્ણ કાળજી ધરાવનાર ન્યાયી અને દયાળુ બ્રીટિશ રાજ્ય તરફથી બાહેર પડેલા આ રીપોર્ટનું અવલોકન કરવાથી દરેક વ્યક્તિને પોતાની કોમની તંદુરસ્તીનો પૂરેપૂરો ખ્યાલ આવી શકે છે. કારણ કે, તેની અંદર દરેક કોમના મરણ પ્રમાણના આંકડાઓ આપવામાં આવેલા છે. આ રીપોર્ટના પૃષ્ટ ઉપર જૈન પ્રજાના મરણના આંકડાઓ જોતાં અમારૂં હૃદય કંપાયમાન થઇ જાય છે. જેમના હૃદયમાં દયા ધર્મની ઉંડી છાપ પડેલી હશે અને જેઓના કોમળ હૃદયમાં પોતાની કોમની લાગણી પૂરી હશે, તેવા જૈન બંધુઓ જો પોતાની કોમનું આ મૃત્યુ પત્ર અવલોકશે તો તેઓના હૃદયમાં પણ કંપારી છુટયા વગર રહેશે નહીં. મુંબાઇના વૈભવ વિલાસો ભોગવનારી જૈન શ્રીમંત પ્રજા આવી રીતે સુખાકારીના સાધનને અભાવે મૃત્યુના ભયંકર મુખમાં પડતા પોતાના ધર્મબંધુઓની ઉપેક્ષા કરે, એ અતિ આશ્ચર્યની વાત છે. સને ૧૯૧૧ પછીના ગતવર્ષોના દરેક કોમના મરણના પ્રમાણો મેળવતાં આ વર્ષે જૈન કોમના મરણનું પ્રમાણ વિશેષ જોવામાં આવે છે. આ વિષેના સપ્રમાણ આંકડા દર્શાવનારૂં એક ચર્ચાપત્ર અમોએ આ પત્રના બીજા ભાગ ઉપર આપેલું છે, જે ચર્ચાપત્ર જૈન કોમની ખરી લાગણી ધરાવનારા અને સ્વકોમને સાધન સંપન્ન બનાવવા માટે ઉત્સુક રહેનારા એક સખી ગૃહસ્થના સંક્ષિપ્ત નામવાળું છે. આ બાબતોની ચર્ચા ઘણો વખત થયા મુંબઇના શ્રીમંત જૈનોમાં ચર્ચાય છે, છતાં હજુ તે વાત ક્રિયામાં મુકવામાં આવતી નથી. મુંબઇમાં વસતી જૈન કોમની સંખ્યા વીસ હજાર ઉપરાંત

છે તેમાં આ વર્ષે બારસો માણસોનું મરણ પ્રમાણ છે, એ કેટલું બધું ભયંકર ગણાય ? બીજી કોમોની સાથે સરખાવતાં જૈન કોમનું મરણ પ્રમાણ આટલું બધું વધી જાય છતાં પણ જૈન શ્રીમંતો તે તરફ ઉપેક્ષા રાખે એ દયા ધર્મની પાલક પ્રજાને માટે ઘણુંજ નામોશી ભરેલું છે, એમ અમારે કહેવું જોઇએ. જેમ પાંજરાપોળની રહેવાની અવ્યવસ્થાને લઇને હજારો જીવો મરે છે, તેમ પ્રકાશ અને પવનના રોધવાળા ગીચ ઘરોમાં રહેવાને લઇને જૈનોના કુટુંબોનો આવો ભયંકર વિનાશ થાય છે, છતાં તે તરફ જૈન શ્રીમંતોનું દુર્લક્ષ રહે છે એ ઘણુંજ શોચનીય ગણાય આર્હત ધર્મશાસ્ત્રમાં ચિંતામણિ સમાન ગણેલો મનુષ્યભવ તેમાં પણ જૈન કુળનો લાભ પ્રાપ્ત થયા છતાં એ ચિંતામણિરત્ન માત્ર રહેવાના સાધનને અભાવે ગુમાવી દેવાય એ કોઇ પણ રીતે સહન થઇ શકે તેમ ન હોવું જોઇએ.

મુંબઇમાં વસતી જૈન પ્રજાના લતાઓમાં ફરી નજરે જોનારા કેટલાએક દયાળુ ગૃહસ્થોના મુખથી સાંભળવામાં આવ્યું છે કે, તેમના ઘરોની સ્થિતિ ઘણીજ કઢંગી છે. કેટલાએક સ્થળમાં તો ધર્મી જીવો પણ નારકીના જીવોની દશા ભોગવે છે, એ જોનારાઓને પ્રત્યક્ષ જણાયું છે કે ફક્ત રહેવાના ઘરોની આવી નઠારી સ્થિતિને લઇનેજ ગરીબ જૈન પ્રજાનો મોટો સંહાર થાય છે. મેલેરીઆ, સંગ્રહણી, ક્ષય, કોલેરા, પ્લેગ વગેરે કેટલાએક પ્રાણહર રોગો તેમના તેવા ઘરોમાંથીજ ઉત્પન્ન થાય છે. ગરીબ જૈન પ્રજાના મોટા ભાગને ઉદ્યોગને માટે મુંબઇમાં આવવું પડે છે અને સામાન્ય નોકરી અથવા ધંધાને લઇને તેમને મુંબઇના પ્રમાણમાં સસ્તા ભાડાવાળી ચાલોમાં રહેવું પડે છે. આથી તે બીચારાઓને આખર યમરાજના અતિથિજ થવું પડે છે. કેટલાએક ઉદ્યોગને માટે પોતાના દેશમાંથી મુંબઇ જવા પ્રયાણ કરે છે, ત્યારે તેઓને 'તમે ક્યાં જાઓ છો ?' એવું પુછવામાં આવે છે, એટલે તેઓના મુખમાંથી નીકળે છે કે, 'અમે મુંબઇમાં મરવાને માટે જઇએ છીએ' તેમનું આ કથન ખરેખર સત્ય ઠરે છે. અમો આશા રાખીએ છીએ કે, મુંબઇ તેમજ બીજા દેશના શ્રીમંત જૈનોએ આ સંબંધી સત્વર ઉપાય કરવો જોઇએ અને કાળના મુખનાં પડતી પોતાની કોમને બચાવવી જોઇએ.

આ પ્રસંગે અમારે સંતોષ સાથે જણાવવું જોઇએ કે, અમારૂ આ સંબંધી ચર્ચા થતાં જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ તરફથી તે વિષેની કમિટી નિમાયેલી છે પરંતુ તે કમિટીએ આજ સુધીમાં શું કામ કર્યું ? તે વિષે હજુ કાંઇ પણ સંતોષકારક પરિણામ આવ્યું નથી, તો હવે તે કમિટીએ જાગ્રતિ કરવી જોઇએ, તેમજ જૈન કોન્ફરન્સે પણ તે યોજનાને સત્વર ઉપાડી લેવી જોઇએ, તે શિવાય બીજી પ્રખ્યાત સંસ્થાઓએ પણ આ તરફ પોતાનું લક્ષ દોરવું જોઇએ. આ બાબત જેટલો વિલંબ થાય છે તેટલી મોટી હાનિ છે મુંબઇ શહેરમાં સારા પ્રદેશ ઉપર સુખાકારી મકાનો બાંધી બનતા સુધી સસ્તે ભાડે આપવાની યોજના થશે ત્યારેજ ગરીબ જૈન પ્રજા તે પ્રાણહર કષ્ટમાંથી મુક્ત થઇ શકશે. પાંજરાપોળોથી પશુઓ અને પક્ષીઓનું પાલન કરનારી દયાધર્મી જૈન શ્રીમંત પ્રજાએ ચિંતામણિ રત્નસમાન મનુષ્ય જન્મને પ્રાપ્ત થયેલા પોતાના દીનધર્મ બંધુઓના પ્રાણ બચાવવાને માટે તન, મન અને ધનથી પ્રયત્ન કરવો. એ તેમનું પ્રથમ અને સર્વોપરિ કર્તવ્ય છે.

અમો આશા રાખીએ છીએ કે, આ દયા ધર્મને તત્વરૂપે માનનારી જૈન શ્રીમંત પ્રજા પોતાના ધર્મબંધુઓને પ્રતિવર્ષ થતા મહાન પ્રલય કાળમાંથી બચાવવા કટિબદ્ધ થશે અને આ પવિત્ર પર્યુષણ પર્વને પ્રસંગે પોતાના ધર્મગુરૂઓની સમક્ષ તે કાર્ય સત્વર કરવાની

બાધાઓ પ્રતિજ્ઞાઓ લેશે જેથી કરીને ચિંતામણિ રત્નરૂપ માનવ જીવનને બચાવવાનું મહત પુણ્ય સંપાદન કરવાને તેઓ ભાગ્યશાળી બનશે.

"જૈન શાસન." ૮-૯-૧૫

## મુંબઈમાં જૈનો માટે સસ્તા ભાડાની ચાલી બાંધવા માટે અરજી.

મુંબઈ તા. ૨૬ માર્ચ ૧૯૧૪.

જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાના ઓન. સેક્રેટરીઓ જોગ.

ગૃહસ્થો.

ભીંડી બજારમાં આવેલાં આપણાં દેરાસર નજીક જૈનો વાસ્તે રહેવાના મકાનો ઉભા કરવાની આવશ્યકતા સંબંધી ચાલેલો પત્રવ્યવહાર રજુ કરવાની રજા લઉ છું અને તે મેનેજીંગ કામટીના ધ્યાન ઉપર લાવશો એવી વિનંતિ કરૂં છું. જણાવવાની રજા લઉ છું કે રસ્તાઓની લંબાઇની હદ મુકરર થઇને મકાનને માટે પ્લોટ નક્કી કરવામા ન આવે ત્યાં સુધી આ યોજના હાથ ધરી શકાય તેમ નથી. તેથી એવું ધારવામાં આવે છે કે જ્યારે ત્યાં આગળ મકાનો તોડી પાડી જમીન વસવાટને માટે વેચવાનું બહાર આવશે ત્યારે તે લતો ઉધોગી ભાગમાં હોવાથી તિક્ષ્ણ હરિફાઇ થશે, તેથી હાલમાં જૈનો કમરકસે અને દેરાસરની જમીનની નજદીક જમીન ખરિદ કરવા દોરાય તે ઇચ્છવા જોગ છે. અમુક વ્યકતિથી આ કામ બની શકે તેવું નથી, તેથી આ કામ માથે ઉઠાવી એક સભા સ્થાપી તે મારફતે શેર ભરાવી અગર નાણું કઢાવી આ યોજના જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા પાર પાડી શકે કે કેમ તે બાબત બાહોશ પુરૂષના મત મેળવવા મહેરબાની કરશો. ઉપરના સંજોગો વચ્ચે હું એસોસીયેશનના મેમ્બર તરીકે દરખાસ્ત મુકું છું કે આ એસોસીયેશને પ્રાથમીક ખર્ચની મંજુરી આપી એક શિલ્પ શાસ્ત્રીને રોકવો અને તેની પાસે યોજનાને લગતા નકશા તૈયાર કરાવવા અને ખર્ચની યાદી તૈયાર કરાવવી જેથી યોજના હાથ ધરી શકાય તેવી છે કે નહિ તેની આપણને માહિતી પડે.

લી. આપનો વિશ્વાસુ,

**નરોતમ બી. શાહ.**

### ઉપરની અરજીનો જવાબ.

### જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ.

પાયધુની મુંબઇ, તા. ૭ મી ઓક્ટોબર ૧૯૧૪

નરોતમદાસ. બી. શાહ એસ્કવાયર.

મુંબઈ.

વ્હાલા સાહેબ,

આપના તા. ૨૬ મી માર્ચ ૧૯૧૪ ના તેમજ તેને લગતી યાદીને લગતા પત્રોમાં જણાવ્યા મુજબ મુંબઇ શહેરના ગરીબ અને મધ્યમ વર્ગના જૈનોને માટે સસ્તા ભાડાના સુખાકારી મકાનોની આવશ્યકતા સંબંધી આપને જણાવવામાં આવે છે કે આપની તરફથી

જણાવેલી સઘળુ યોજનાની આવશ્યકતા અને લાભો અમે સમજીએ છીએ પરંતુ હાલની નાણાં સંબંધી સ્થિતિ અને ગંભીર મામલા વચ્ચે આ સવાલ હાલ તુરત હાથ ધરવા દુરસ્ત ધારતા નથી તો પણ અનુકૂળ વખતે આ યોજનાને પ્રથમ હાથ ધરવા અમો છેવટે આશા રાખીયે છીએ.

તમારા વિશ્વાસુ.

( સહી ) રતનચંદ તલકચંદ માસ્તર

( સહી ) દલસુખભાઇ વાડીલાલ.

ઓનરરી સેક્રેટરીઓ.

---

જૈનોમાં મરણ પ્રમાણ વિશેષ છે. તંદુરસ્તીના નિયમો સંબંધીના જ્ઞાનના બહોળા ફેલાવાનો અભાવજ તેનું કારણ છે. જૈનોની તંદુરસ્તી સારી રાખવાના સંબંધમાં અને મુંબઈ જેવા ભરચક વસ્તીવાળા શહેરમાં ગરીબ જૈનોની હાડમારીના સંબંધમાં આ સ્થળે મારે કહેવું જોઇએ કે સસ્તા ભાડાની ચાલીઓ અને એક જૈન સેનીટોરીઅમની આપણને ઘણી જરૂર છે. અને મી. નરોતમદાસ. બી. શાહની ચાલીઓ સંબંધી યોજના આપણે ઉપાડી લેવી જોઇએ. તે શિવાય તંદુરસ્તી સંબંધી શિક્ષણ આપવા ભાષણો થવા જોઇએ તથા વર્ગો ઉઘાડવા જોઇએ.

"ઓન. સેક્રેટરી, ધી જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા." ૧૯૧૫

જે લતાઓમાં આપણી કોમનો મોટો ભાગ વસેલો છે. તેવા ગીચ વસ્તીવાળા બી વોર્ડમાં સેંકડે ૮૫ ટકા જેટલી વસ્તી એક ખંડવાળી ઓરડીમાં રહે છે. આવી ઓરડીઓમાં રહેનારાની તન્દુરસ્તી કેમ જળવાઇ રહે તેની તપાસ કરવામાં આવે તો ખરેખર અફસોસ થયા વિના રહે નહિ. કારણ કે મુંબઇ શહેરમાં આવી ઓરડીઓ કે જ્યાં છોની ભેજવાળી જમીન હોય છે તેવે ઠેકાણે દિવસના રસોઇખાના તરીકે ઉપયોગ કરવામાં આવે છે. અને તેજ જગ્યાનો રાત્રે સુવા માટે ઉપયોગ કરવામાં આવે છે કે જે ઠેકાણે બીછાનાની પથારી તેજ આધારભુત હોય છે. આવી ભેજવાળી જગ્યામાં કેટલેક ઠેકાણેતો સુર્યના કિરણોનો પ્રકાશ પણ ભાગ્યેજ પડતો હશે એવી ગીચ વસ્તીવાળી જગ્યામાં આવેલી ઓરડીઓમાં કુદરતી શુદ્ધ હવાની ગેરહાજરીને લીધે દર વરસે આપણે કેટલી કીંમતી જીંદગીઓ ગુમાવતા હોઇશું તે આ શહેરની વધતી જતી જૈનોની વસ્તી તરફ નજર નાખતાં તદન વિસરી જઈએ છીએ તે દિલગીરી ભરેલું છે.

## મુંબઇ શહેરમાં જૈનોમાં થતા મરણોના કારણો શોધી કાઢવા અને ઉપાયો સુચવવા નીમાયેલી કમિટીનો રીપોર્ટઃ—

સુજાનગઢ ખાતે મળેલી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરૅન્સનાં નવમાં અધીવેશનના ત્રીજા દીવસની બેઠક વેળા જૈનોની સંખ્યામાં વૃદ્ધી થવા કેમ પામે તે તપાસવા અને જૈનોમાં મૃત્યુપ્રમાણ વીશેષ હોવાનાં કારણો અને તેને અટકાવવા માટે ઉપાયો સુચવવા માટે ચાર ગૃહસ્થોની એક કમિટી નિમવામાં આવી હતી. આ કમિટીએ પોતાનું કામ [illegible]

ભપૂર્વક ચલાવી હાલમાં એક અહેવાલ તૈયાર કરી બાહેર પાડયો છે, તે જૈન કોમ માટે ઘણો અગત્યનો અને અભ્યાસ કરવા જોગ છે એક કોમની આબાદીનો આધાર બીજા કારણો જોડે કોમની વસ્તીના વધારા ઉપર પણ રહે છે, પણ તે વસ્તીમાં જો ઘટાડો થવો ચાલુ રહ્યો તો તે કોમની હસ્તી ભયમા આવી પડે છે. જે કોમોની સંખ્યા કરોડોથી ગણાતી હોય તેની વસ્તીમાં થતા ઘટાડાની અસર નજદીકનાં ભવિષ્યમાં એકદમ જણાતી નથી, પણ નાની કોમમાં તે ઘટાડો એકદમ સપાટી ઉપર પ્રગટી નીકળે છે અને તેને અકળાવાનું કારણ પુરૂં પાડે છે. તેવીજ સ્થિતિ જૈન કોમની જોવામાં આવે છે. મુંબઇ શેહેરમાં એ કોમની વસ્તી વીસ હજાર ચારસો સાઠ માણસની છે અને તે સંખ્યા ધ્યાનમાં લેતાં તેમાં નીપજતા મરણોનુ પ્રમાણ ચોંકાવનારૂં જ આવે છે. જ્યારે આખા હીંદુસ્તાનમાં ૧૯૧૨નાં સાલનું મરણ પ્રમાણ દર હજારે ચોત્રીસનું અને મુંબઇ શહેરનું મરણ પ્રમાણ આશરે ચાળીસ જેટલું હતું, ત્યારે મુંબઇમાં વસ્તા જૈનોમાં મરણપ્રમાણ હજારે લગભગ સાઇઠથી સીતેર જેટલું આવ્યું હતું. લગભગ સાડીવીસ હજાર માણસની વસ્તીમાં મરણપ્રમાણ આટલી મોટી હદે જવા પામે તો તે કોમની હસ્તી માટે ગંભીર વીચાર કરવા સરખો સમય ઉભો કરે છે, અને તેની પીછાન કરી તેનાં કારણ શોધી કહાડવાનો નવમી જૈન શ્વેતામ્બર કૉન્ફ્રેન્સે કરેલો ઠરાવ વખતસરનોજ ગણાશે. ઉપર જણાવવામાં આવેલી વીગત ઉપરથી જોઇ શકાય છે કે તેનાં કારણના સંબંધમાં યોગ્ય ઉપાયો યોજવાની પેહેલી જરૂર છે. પુરૂષો કરતાં સ્ત્રીઓમાં મરણપ્રમાણ વીશેષ અકળાવનારૂં નજરે પડે છે. વળી બાળકોનું મરણપ્રમાણ પણ થોડું અકળાવનારૂં નથી. આ સ્થિતિને મુખ્ય ચાર જાતના રોગો આભારી છે. તે મરકી, ફેફસાં અને દમનો રોગ તથા જુદા જુદી જાતના તાવ અને નબળાઇ છે. આ સઘળા રોગોનું મૂળ કારણ શોધી કહાડવામાં મુશ્કેલી નડે તેમ નથી. પેહેલા બે પ્રકારના રોગ બીનસુખાકારીભર્યા અને ગીચ મકાનોને આભારી છે અને તેમની અસર લંબાતાં પાછલા બેને તે જન્મ આપે છે. આ સ્થિતિનો અટકાવ કરવા માટે સુખશાંતીના નિયમ ઉપર બાંધેલી ચાલીઓ મોટી સંખ્યામાં હસ્તીમાં લાવવાની જરૂર છે. જૈન કોમનો મોટો ભાગ જે પ્રકારનાં મકાનોમાં વસે છે તેના બાહેર પાડવામાં આવેલા આંકડાજ દેખાડી આપે છે કે આવી ચાલીઓ એકદમ હાથ ધરવી જોઇએ. કોમની વસ્તીનો બેતૃતીયાંસ ભાગ એટલે બાર હજાર પાંચસોસીતેર માણસો ગીચ વસ્તીવાળા ભાગમાં રહે છે અને તે માહેલો સીતેર ટકા જેટલો ભાગ ફકત એકજ ખંડવાળી ઓરડીમાં રહે છે. વળી કોમનો મોટો ભાગ લગભગ પંચ્યાસી ટકા જેટલો માંડવી વૉર્ડ સરખા ગીચ અને નજીસાત માટે જાણીતા થએલા લત્તામાં એક ઓરડીમાં વસે છે. આવી સ્થિતિમાં ઉપર જણાવ્યા સરખા રોગો ઉત્પન્ન થાય તેમાં નવાઇ નહિ, જે ઓરડીમાં વસવાટ કરવામાં આવે તેમાંજ રાંધવું અને સુવું એ સુખશાંતીની નજરે જોતાં સહેજ પણ ઇચ્છવાજોગ નથી. આ રીતે ગીચપણું થતાં ફેફસાં અને દમના રોગ ઉત્પન્ન થઇ તે મરણપ્રમાણમાં વધારો કરવાને કારણભુતજ થઇ પડે. બીજી કોમવાળાઓએ એ બાબતમાં અત્યાર આગમજ ઘટતું પગલું લઇ ચૂક્યા છે, ત્યારે જૈન સરખી શ્રીમંત કોમ સુખશાંતીને લગતી બીજી બાબતોમાં ઘટતાં પગલાં ભરવામાં પછાત પડી છે તે શોચનીય છે. સુખશાંતીના નિયમો ઉપર બાંધેલી ચાલીઓ મરણ પ્રમાણમાં ઘટાડો કરવામાં કેવી ઉપયોગી થઇ પડી છે તેનો ઇતિહાસ જૈન ભાઇઓ સન્મુખ મોજૂદ છે. તેઓમાં શેહેરમાં વસતી સઘળી કોમો કરતાં બારે મરણ પ્રમાણ આવે છે તે જાણ્યા છતાં તેઓ એ દિશામાં કશી

દિલચાલ કરી શક્યા નથા તે ખરેજ દિલગિરીભર્યું છે. હાલમાં બાહેર પાડવામાં આવેલા ચોંકાવનારા અહેવાલ પણ એ દિશામાં આગળ વધવાને જરૂરી કરતાં વધુ વખત તેઓ ગુમાવશે નહીં એવી આપણે આશા રાખીશું. જેટલી જરૂર સુખશાંતીના નિયમ ઉપર બાંધેલી ચાલીની છે તેટલીજ બલકે તેથી વિશેષ જરૂર સુવાવડખાનાની છે. કોમનો જે ભાગ સાધારણ સંજોગો હેઠળ અસુખાકારી જગામાં વસવાટ કરે તે સુવાવડ સરખા ગંભીર પ્રસંગે તેને છાજતી જગામાં ગોઠવણ કરવાની તે ક્યાંથી જોગવાઇ ધરાવે? સુવાવડનો પ્રસંગ ઘણો વીકટ હોય છે. તેમાં સ્ત્રીનાં મરણ જીવન સરખો અગત્યનો સવાલ સમાયલો છે. આ પ્રસંગે સ્ત્રી તેમજ બાળક માટે હવા ઉજાશ અને સુર્યનાં તડકાની જરૂર છે, જે પ્રકારના મકાનમાં તેઓ વસવાટ કરે છે ત્યાં દાખેલ થયલાં જોવાની આશા તે ક્યાંથી રાખી શકાય? એ ઉપરાંત વળી કુશળ દાઇની મદદની જરૂર આ વેળા વિશેષ હોય છે, પણ તે મેળવી શકવાની અશક્તીને લીધે સ્ત્રીને અભણ દાઇઓના હાથમાં જવું પડે છે. અભણ દાઇઓ સુખશાંતીના કે સુવાવડ સરખા વીકટ પ્રસંગે જાળવવા જોઇતા નિયમોનાં જ્ઞાનની ગેરહાજરીમાં અને નૂકસાનકારક રીવાજોને અનુસરીને કામ લે તે, જેને પરીણામે ઘણીક્વાર સુવાવડી સ્ત્રીને, તો ઘણીક્વાર નીર્દોષ બાળકોને મરણને શરણ થવું પડે છે. સારાં નસીબે જો કોઇ સુવાવડી સ્ત્રી આ નાજુક હાલત વટાવી જઇ બચી જવા પામી, તો તેણી જન્મ સુધી દુઃખી થઇ તરેહવાર પ્રકારની બ્યાધીઓને આધીન થાય છે. નવાં જન્મેલાં બાળકના ઉધરભાવ માટે સુર્યના પ્રકાશની જરૂર હોય છે તે તેમનાં મકાનોમાં દાખેલ થઇ નહીં શકવાને પરીણામે બાળકના ઉધરભાવ, આંખ વગેરે ઉપર માઠી અસર નીપજે છે. વળી સુવાવડી સ્ત્રી માટેની જગા ભીનાશવાળી હોતાં માતા તથા બાળકને શરદી થઇ તેઓ ફેફસાં અને દમના રોગથી પીડાય છે અને તે બીમારી બાળકને હમેશ માટે લાગુ પડે છે અને તેનું અકાળ મરણ પણ નીપજે છે. આવી સ્થીતી ચાલુ રાખવી જૈન સરખી શ્રીમંત કોમ માટે શોભાભરેલી ભાગ્યેજ ગણાય. તેણે તો અત્યાર આગમજ એ બાબતમાં ભાઇબંધ કોમોના દાખલાની નકલ કરી સુવાવડખાના સરખી સંસ્થાઓ સ્થાપવાને આગેવાની લેવી જોઇતી હતી. હજી પણ મોડું થયું નથી. હવે જ્યારે તેમની આંખ એ બાબત ઉપર ખોલવામાં આવી છે ત્યારે તેઓએ વગર ઢીલે એ જીવદયાનું કામ હાથ ધરવું ઘટે છે. **જૈન કોમ સામાન્ય રીતે જીવદયા દેખાડવા માટે જાણીતી છે અને તે પોતાની લાગણી એટલી હદ સુધી લઇ જાય છે કે રાતનું પોતાનું ખાણું બત્તી સળગ્યા આગમજ લઇ લે છે, એવા ખ્યાલથી કે બત્તીના સમયે જીવડાઓ ખાણામાં પડતાં તેમનો નાશ થાય.** જીવદયા પ્રત્યેની તેમની લાગણી ઘટતી હદમાં રાખવામાં આવે તે પસંદ કરવા જોગ છે. સૃષ્ટીના પેદાશમાં હલકી ગણાતી એ પેદાશ તરફ તેઓ આટલી કાળજી દેખાડે છે, તો પોતાની કોમ પોતાની નજર સનમૂખ અકાળ મોતે મરણ પામે છે તેનો અટકાવ કરવાને બદલે તે ચુપચુપ તેઓ જોયા કરે એ ખરેજ દિલગિરી ભરેલું થઇ પડે છે. ખરી જીવદયા શામાં સમાયલી છે તે સમજવામાં તેઓ નીષ્ફળજ નીવડેલા જણાય છે. પોતાની કોમના હજારો કીમતી જાનો અટકાવી શકાય તેવાં દુઃખદરદોને આધીન થઇ મરણ પામે છે તેનો અટકાવ કરવા સરખી જીવદયા દેખાડવાને શું તેઓ તૈયાર નહીં થશે? એ બાબતમાં કોમના શ્રીમંતોએ બાહેર પડી કોમના નીર્ધન વર્ગની રાહબરી કરવી ઘટે છે. તેને સહાયતા આપવાની તેમની ફરજ છે. વળી કોમમાં કશી અલાહેદી હૉસ્પીટલ કે આરોગ્યભુવન નહીં હોવાથી કેવા પ્રકારના

અલબત્ત થાય છે તે ઉપર ઉપરોક્ત કમિટીએ ઘણી અચ્છી રીતે પોતાના અહેવાલમાં ધ્યાન ખેંચ્યું છે. આપણે ઉમેદ રાખીશું કે એ અહેવાલને એમનો એમ રાખી નહી મેલતાં તેને વહેવારરૂપ આપવાને કોમના શ્રીમંતો વહેલા બાહેર પડી પોતાની ફરજ બજાવશે. તે બજાવવામાં તેઓ પછાત પડયા તો, પશ્ચાતાપ કરવાનો દિવસ તેમને માટે નજદીક આવેલો તેમને જોવો પડશે.

"મુંબઈ સમાચાર" તા. ૫–૫–૧૬

## હીંદુસ્તાનની વસ્તીની ગણત્રી અને જૈનો.

હાલમાં થોડાજ વખત ઉપર હિંદુસ્તાનની વસ્તીની ગણત્રી કરનાર ખાતાના અમલદાર તરફથી તે ખાતાને લગતો રિપોર્ટ બહાર પડયો છે. તેમાં જોતાં જણાય છે કે હિંદુની વસ્તીમાં ૫ ટકા, મુસલમાનોમાં ૭ ટકા, ક્રીસ્તીઓમાં ૩૩ ટકા, પારસીઓમાં ૬ ટકા, એનીમીસ્ટમાં ૨૦ ટકા, હિંદી–આર્યન, શીખોમાં ૩૭ ટકા અને બૌદ્ધોમાં ૧૩ ટકા વધારો થયો છે, જ્યારે બીજી બાજુએ જોતાં જૈનોમાં ઉલટો ઘટાડો થતો જાય છે. ૧૮૯૧ થી ૧૯૦૧ માં જૈનોમાં ૫. ૮ ટકા ઘટાડો થયો હતો. જ્યારે ૧૯૦૧ થી ૧૯૧૧ માં બીજો ૬. ૪ ટકા વધુ ઘટાડો થયો છે. વળી તેમાં એવું પણ બતાવવામાં આવ્યું છે કે આ ઘટાડાનું એક એ કારણ છે કે જૈનોમાંના ઘણાખરા પાછા હિંદુઓમાં ભળી ગયા છે. પરંતુ આ ખાતાના ઓફીસર જણાવે છે કે જૈનોમાં આ ઘટાડો પ્લેગના કારણને લીધે થયો છે અને તેઓ વિશેષમાં જણાવે છે કે જૈનોનો મોટો ભાગ મોટા શહેરોમાં ગીચ ભાગમાં વસનારો છે, તેથી પણ આ રોગની અસર થાય છે. આખા હિંદુસ્તાનમાં જૈનો મોટા શહેરોમાં કેવા પ્રમાણમાં વસે છે તે નક્કી કરવાનું મુલતવી રાખીને આપણે મુંબઇ ભણી દ્રષ્ટિ ખેંચીશું તો જણાશે કે જૈનો આ શહેરમાં ઘણીજ ગીચ વસ્તીવાળા ભાગમાં મોટે ભાગે વસે છે, અને જૈનો શ્રીમંત ગણાય છે, તેથી જો તેઓ આવી રીતે મુંબઇ જેવા શહેરના નાદુરસ્ત ભાગમાં વસવાની ભોગવવી પડતી અગવડને દુર કરવા તરફ હવે લક્ષ આપે તો તે ગેરવાજબી ગણાશે નહિ. મુંબઇ એકલાના વસ્તીપત્રકના હેવાલ ઉપરથી માલુમ પડે છે કે હાલમાં ત્યાંના જૈનો પોતાનાં બાળકોને કેળવણી આપવા તરફ વિશેષ લક્ષ આપવા લાગ્યા છે, અને મુંબઇમાં છેલ્લાં ૧૦ વરસમાં કેળવણીનું પ્રમાણ જૈનોમાં ૧૦૦ ટકા વધ્યું છે, તો હું કેળવણીના પ્રચારમાં રસ લેનાર જૈન વિદ્વાનોને વિનતિ કરૂં છું કે તેઓએ તેમના રહેવાના સ્થળોએ જઇને બાળકોની સ્થિતિ જોઇ તેમના સંબંધે પણ ખ્યાલ કરવો ઘટે છે. વળી એવી પણ આશા રાખવામાં આવે છે કે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ અને ધી જૈન એસોસીએશન ઓફ ઇંડીઆ ઉપર જણાવેલી બાબત તરફ ધ્યાન આપીને મુંબઈ ખાતે પારસીઓની માફક પોતાના સ્વધર્મી બંધુઓમાં ગરીબ અને મધ્યમ વર્ગના કલ્યાણને માટે, તેઓ હાલમાં જે અગવડ ભોગવે છે તે દૂર કરવાને સારા સ્વચ્છ હવાવાળા લત્તા ઉપર સસ્તા ભાડાની ચાલો બાંધવાનું વાજબી વિચારશે.

તા. ૨૨–૧–૧૪. **નરોતમ બી. શાહ.**

મુંબઇમાં ધર્માદાના ઘણા મકાનો છે. જો આ ધર્માદા મકાનોના ટ્રસ્ટીઓ ધારે તો કેટલેક અંશે તેઓ ગરીબો અને મધ્યમ વર્ગને સહાય કરે અને ગીચ વસ્તીનું નિરાકરણ

કરવામાં સહેજ ફાળો આપી શકે. એ ટ્રસ્ટીઓએ ચોક્કસ આવકથી વધારે આવકવાળાને પોતાના મકાનોમાં ભાડે રાખવા નહિ, કે જેથી ધર્માદા મકાનોનો અયોગ્ય લાભ લેવાતો અટકે. કેટલાક લોકો ગરીબોને ખવડાવવાને અન્નસત્ર-સદાવ્રત કહાડે છે. કેટલાકો ગરીબોને માટે દવાખાનાઓ કહાડે છે. ગરીબોની શિક્ષણશાળાઓ નીકળે છે. એ કામો જો ધર્માદાના, પુણ્યવાળા ગણાય છે તો અમે ધારીએ છીએ કે ગરીબોને માટે સસ્તા ભાડાની અકેક બબ્બે ઓરડીવાળી મોટી મોટી ચાલીઓ બાંધવી એ પણ તેટલુંજ પુણ્યનું કામ છે.

**ગુજરાતી.** તા. ૧૧-૬-૧૬.

સસ્તા ભાડાની ચાલીઓની જરૂરીઆતના સવાલ માટે મુંબઇમાં રહેતા પૈસાદાર જૈનોએ યોગ્ય અને દયાળુ વિચાર બતાવ્યો નથી એમ મને સખેદ માલુમ પડવાથી જૈન પ્રજાના આ હિતકારક પ્રશ્નને ફરીથી સમાજ સમક્ષ મુકવાની તક લઉં છું. ભારતવર્ષના અગ્રગણ્ય શહેર મુંબાઇમાં વિશ હજાર જૈનોની વસ્તી છે. કોમની સામાજીક અને નૈતિક ઉન્નતિ માટે રંક વર્ગ માટે રહેવાની સગવડતાનું પહેલું પગથીઉં અગત્યનું છે તે સિવાય આરોગ્ય અને ઉન્નતિ માટે ઉપદેશ નકામો છે. વખત જેમ જેમ વીતતો જાય છે તેમ તેમ જીવનનિર્વાહ મોંઘો અને મોંઘો થતો જાય છે અને આવકનો મોટો ભાગ જે આકસ્મિક આપદ અને મંદવાડમાં પોતાનું રક્ષણ કરવા માટે બચત રાખવો જોઇએ તે ભાડામાંજ ખર્ચાઇ જાય છે, માટે સોંઘા અને સુઘડ મકાનોથી મોટા મરણ પ્રમાણનો સંતોષકારક ઘટાડો થવા ઉપરાંત આવા જીવન નિર્વાહનો કુલ ભાર પણ ઓછો થવો ઘટે છે. આપણે જાણીએ છીએ કે મરકી, કોલેરા, ક્ષય આદિ ઘણા વ્યાધિઓ ગંદકીવાળાં ઘર અને પડોશને લીધેજ થાય છે. મુંબઇના આરોગ્યરક્ષક ખાતાનાં મ્યુનીસીપાલીટીના ૧૯૧૬ ના માર્ચની ૩૧ મી તારીખ સુધીના વાર્ષિક રીપોર્ટમાંના નીચેના મરણ પ્રમાણના આંકડા પરથી માલુમ પડશે કે બીજી કોમો સાથે મેળવતા અને આખા મુંબઇ શહેરની સાથે સરખાવતાં કેવું કમકમાટ ઉપજાવે એવું અને ભયંકર છે.

| કોમ. | વસ્તી. | મરણનો કુલ આકડો. | હજારે મરણ પ્રમાણના ટકા. | હજારે પ્લેગમાંથી મરણના ટકા. | હજારે બાળકના મરણના ટકા. |
|---|---|---|---|---|---|
| જૈન | ૨૦૪૬૦ | ૮૯૦ | ૪૩.૪૫ | ૨.૪૮ | ૭૫૨.૨૦ |
| બ્રાહ્મણ | ૫૩૬૫૬ | ૯૭૨ | ૧૮.૧૧ | .૪૮ | ૫૩૫.૫૮ |
| પારસી | ૫૦૯૩૧ | ૯૫૯ | ૧૮.૮૧ | .૧૩ | ૧૫૩.૨૮ |
| મુસલમાન | ૧૭૮૩૪૬ | ૫૫૩૧ | ૩૦.૮૩ | .૪૯ | ૩૩૫.૬૧ |

જૈન કોમમાં કેટલાએક પૈસાદાર માણસો આશીર્વાદ રૂપ થાય તેવા છે. તેમણે જ્યારે ગરીબ માણસોની જરૂરીઆત માટે મદદ કરવાની ફરજ બજાવવાનો ધોરી નાદ થાય ત્યારે પોતાના ભાઇઓની મદદે ન ધાવું તે યોગ્ય ગણાય ખરૂં ? જૈન એસોસીએશનના ઓનરરી સેક્રેટરીએ ગયા જાન્યુઆરી માસમાં તેમની જનરલ મીટીંગમાં જણાવ્યું હતું કે, " આ પ્ર-

ગતિ અને સુધારાના જમાનામાં આરોગ્ય માટે આપણી કોમના ગરીબ માણસોને અમુલ્ય લાભ બતાવવા માત્ર ભાષણો અને લખાણુ જરૂરનાં નથી; પણુ ઓછા ભાડાની ચાલીની જરૂર છે." અને મારા મિત્રને પુછું છું કે શું આ બાબતમાં અત્યાર સુધીમાં ગરીબ બધુઓનું દુઃખ ઓછું કરવા ઉપકારની લાગણી બતાવનાર કોઈ પણ પરોપકારી જૈન બહાર આવ્યો છે? જો કે એક ટીપાં માત્રથી સમુદ્ર ભરાતો નથી તોપણુ મને લાગે છે કે પ્રબળ ભાવના આગળ માર્ગ ખડો થાય ખરો. તેથી જેઓ સાધન સપન્ન છે તેમને આગળ પડવા વિનંતિ કરૂં છું. અને લાંબા વખતથી જણાતી આ જરૂરીઆતને વર્તનમાં મૂકવા ગમે તેમ કરી તત્પર થઈ આ પ્રશ્નને પૂરેપુરો ન્યાય આપવા અને શક્તિ છતાં આ સવાલ તરફ બેપરવાઈ અને દુર્લક્ષ રાખવા માટે પ્રભુના કોપથી બચાવ માટે પોતાની લાગણી આ તરફ બતાવશે એવી આશા છે. મુમ્બઈમાં સંગીન પાયાપર જૈનોને રહેવાની અગવડ કરવા માટે બની શકે તેટલા ઉપયોગી પ્રયત્નો કરવા આખી જૈન સમાજનું ઘણુંજ નમ્રતાપૂર્વક ફરી ફરીને લક્ષ ખેંચુ છુ.

૧૪-૧૦-૧૬ **નરોતમ બી. શાહ.**

મી૦ નરોતમ બી. શાહ લખી જણાવે છે કે મુમઈમા લગભગ ૨૦૪૬૦ જૈનો છે અને તેઓમાં કેટલીક મોટી સંખ્યા ગરીબ વર્ગોની છે કે જેઓના સારા રહેઠાણુને લગતી કશી ગોઠવણુ તવંગર જૈનો તરફથી કરી આપેલી ન હેવાથી ગરીબ વર્ગ માટે સારા લતા ઉપર સસ્તાં ભાડાની ચાલીઓ બાધવાની ખાસ જરૂર છે. તંદુરસ્તી ખાતાના રીપોર્ટ ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે બીજી કોમો કરતાં જૈનોનુ મરણુ પ્રમાણુ વધુ આવે છે. તે ફક્ત ગરીબ વર્ગમાં સારા રહેવાના ઘરોની તંગીને આભારી છે. મી૦ શાહ જણાવે છે કે જૈનોમાં ઘણા તવંગર ગ્રહસ્થો છે કે જેઓ પોતાનો ઉદાર હાથ ગરીબ જનો ઉપર લંબાવે તો આ ફરીઆદ તદ્દન દૂર થઈ જાય. જો સારા લતાઓ ઉપર સસ્તા ભાડાંની ચાલીઓ ગરીબો માટે બાંધવામાં આવે તો ગરીબ વર્ગમાં ખરાબ મકાનોને લીધે જે બીમારી અને રોગ લાગુ પડે છે તે નાબુદ થઈ જાય. એટલા માટે મી૦ શાહ તવંગર અને સખી વજુદ જૈન ગ્રહસ્થોને અરજ કરે છે કે તેઓએ પોતાની કોમના ગરીબ વર્ગના લાભ માટે પોતાથી બનતું કરી આ બહુ જરૂરી હાજત પુરી પાડી સવાબ હાંસલ કરવું.

**સાંજવર્તમાન** તા. ૧૯-૧૦-૧૬.

**मि. शहा यांनी प्रेसकडे पत्र लिहून त्यांत जैनांच्या भयंकर मृत्युसंख्येचे आंकडे दिले आहेत, ते उद्वेगजनक आहेत. ब्राह्मणांत दर हजारी १८. ११ मृत्यु, पारशांत १८. ८१, मुसलमानांत ३०. ८३, तर जैनांत दर हजारी ४३. ४९ मृत्यु होतात. या भीषण मृत्युसंख्येचें कारण तरी काय? मि. शहा म्हणतात कीं, गरीब जैनांस राहण्याची सोय नाहीं. चांगल्या घरांचीं भाडीं अतोनात वाढल्या- मुळें गरीब लोकांच्या राहण्याची जी दैना होत आहे, ती पुसूं नये. म्हणून दयाळु जैन लाखो पतीस मि. शहा विनविताव कीं, दानधर्मांत त्यांचे हजारो रुपये खर्च**

होतात, त्यापैकीं कांहीं भाग जैनाकरितां हवाशीर चाळी बांधण्यांत विनियुक्त व्हावा. निदान ज्या जैनांचा योगक्षेम ठीक चालला आहे त्यांनीं 'दसकी लकडी, एकका बोजा' या न्यायानें संगतमत करून फंड जमवावा आणि गरीब जैनांची ही आपत्ती दूर करावी. आमचे जैनबंधु इकडे लक्ष देतील काय ?

इंदुप्रकाश ता. ५–१२–१६.

શહેરના રહીશોને અનુકૂળ થઈ પડે તેવા સસ્તા અને સગવડવાળા મકાનો પૂરા પાડવાનું કાર્ય તે પ્રજાની તંદુરસ્તીને માટે કાળજી રાખવાને સ્થાપન થએલ સુધરાઈ ખાતાના કાર્યોમાંના એક અંગ તરીકે ગણાય છે છતાં પણ આવી મોટી વસ્તી ધરાવનાર મુંબઈ શહેરમાં આ કામ પાર પાડવા માટે લાખો રૂપીઆનો ખર્ચ કરવાનું તેનાથી પરવડી શકતું નથી અને મકાન ધરાવનારા શહેરીઓ ભાડુ મેળવવાની જેટલી કાળજી રાખે છે તેટલી કાળજી ભાડુતોની તંદુરસ્તી તરફ ભાગ્યેજ રાખતા હોય તેવું માલુમ પડે છે અને તેથી મુંબઈ શહેરમાં જૈનકોમ તરફથીજ પોતાની કોમ લાગણી બતાવી પોતાની કોમના મધ્યમ અને ગરીબ વર્ગ માટે "હાઉસીંગ એસોસીએશન" સ્થાપવા માટે અથવા ખાનગી સાહસથી પોતાની શક્તિ મુજબ કાંઈ પણ પ્રયત્ન કરવામાં આવશે તો કોમના હાજતમંદ વર્ગની અનેક મુશ્કેલીઓમાંથી થોડે ઘણે દરજ્જે તેમને મુક્ત કરવા શ્રીમાનવર્ગ શક્તિમાન થશે.

× × × × × ×

શ્રીમંત લક્ષાધિપતિ શેઠીઆઓથી વસાયેલા મુંબઈ શહેરમાં કોઈ બી વ્યક્તિનું સૌથી પહેલી દૃષ્ટિએ ધ્યાન ખેંચનારી બીના તો એ છે કે વીશ હજાર કરતાં વધારે વસ્તી ધરાવનારી જૈન કોમ માટે એક પણ સેનીટોરીઅમ ( Sanitorium ) નથી તે ખરેખર કોઈને પણ અચંબો પમાડે તેવું લાગે છે કારણ કે સામાન્ય સ્થિતિના કુટુંબના એકાદ માણસને કમૅસંજોગે અચાનક માંદગીના પ્રસગે જ્યારે હવા ફેરફાર કરવાની દાકતરી સલાહ મળે છે ત્યારે મુંબઈ શહેરના આસપાસના પરામાં સુખાકારીની નજરે જોતાં જૈનો માટે એકપણ સેનીટોરીયમ જોવામાં આવતું નથી કે જે ઠેકાણે બીમાર માણસ હવા ફેર માટે ટુંક મુદત પણ રહી શકે. ઉપર પ્રમાણેના સેનીટોરીયમની ગેરહાજરીમાં નોકરી ધંધો છોડી ન છુટકે દેશ તરફ તબીઅત સુધારાર્થે જવું પડે છે અને છેવટે લાચારીના ભોગ થવું પડે છે **આ બાબત કાંઈપણ ન જ કરવામાં આવે તે ખરેખર કોઈપણ રીતે પસંદ કરવા જોગ નથી.**

(મી. નરોતમ બી. શાહ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ મુંબઈ ઇલાકાની જૈનવસ્તીમાં પ્રાંતવાર આવતું મરણ પ્રમાણ અને જૈન કોમના નેતાઓની ફરજને લગતા લેખમાંથી. )

## મુંબઇ ઇલાકાની જૈન વસ્તીમાં પ્રાંતવાર આવતું મરણ પ્રમાણ.

જૈન કોમ માટે આ એક નાનો લેખ છે, પણ તેમાં મરણ અને જીવનને લગતા ઉપયોગી આંકડાઓ આપવામાં આવ્યા છે. એક કોમમાં મરણ વધે છે કે ઘટે છે, અને તે કેમ થાય છે, અને તેના અટકાવ માટે શા ઉપાયો યોજવા એ બાબતની માહિતી દર વરસ આપવાથી કોમમાં ઘણી જાગૃતી થાય છે અને સખાવત કરનારાઓને તેથી વાજબી રસ્તો મલે છે. આ કીમતી લેખમાં દેખાડવામાં આવ્યુ છે કે મુબઇ ઇલાકાના બ્રીટીશ વીભાગોની કુલ્લે વસ્તીમાં જૈનો ૨૧૨૦૭૪ અને પારસીઓ ૮૦૫૯૬ છે. મરણ પ્રમાણ કુલ્લે વસ્તીમાં દર હજારે ૨૮.૧૩ આવે છે, જ્યારે જૈન વસ્તીમાં દર હજારે ૨૩.૭૦ અને પારસીઓમાં ૧૭.૧૮ આવે છે. આ લખાણનો હેતુ જૈન કોમનું મરણ પ્રમાણ પારસીઓ સાથે સરખાવતાં કેટલું વધુ છે તે દેખાડી કયા કયા પ્રાંતો તે માટે જોખમદાર છે તે નક્કી કરી આપવાનો છે. પ્રાંતવાર પ્રમાણ લેતા જૈનોમાં સઉથી ભયંકર પરીણામ લાવનારો એલગામ જીલ્લો જણાવ્યો છે, જૈન મરણોનું મોટું પ્રમાણ આવવાનું એક મુખ્ય કારણ લેખક ગીચ વસ્તીવાળા લતાના વસવાટનું જણાવે છે, અને સૂચના કરે છે કે "મુંબઇ શેહેરમાં જૈન કોમે એક "હાઉસીગ એસોસીએશન" સ્થાપી હાજતમંદો માટે સારાં મકાનોની જોગવાઇ કરી આપવાની ફરજ શ્રીમંત વર્ગની છે. લેખક મી૰ નરોતમદાસ ભવાનદાસ શાહને આવા કીમી લેખ માટે શ્રમ લેવા માટે ધન્યવાદ ઘટે છે.

"જામે જમશેદ" તા. ૧૦–૩–૧૭.

ઉપરોક્ત નામનું એક નાનું પુસ્તક તેના લેખક અને પ્રકાશક રા. રા. નરોતમદાસ ભવાનદાસ તરફથી અમને અભિપ્રાય માટે મળ્યુ છે. આ પુસ્તક અમે મનનપુર્વક વાંચી જોયું. મુંબઇ ઇલાકાની જૈન કોમમાં મરણનું પ્રમાણ શાથી વધારે છે તે શોધી કાઢવા લેખકે સારો પ્રયત્ન કર્યો છે. સને ૧૯૧૧ ના સેનસસ રીપોર્ટથી અને મુબઇ સરકારના સુખાકારી ખાતાના કમીશનરના રીપોર્ટથી જૈન કોમમાં મરણનું પ્રમાણ વધવાનાં કારણો સ્પષ્ટ જણાઇ આવે છે. લેખકે અન્ય દેશોમાં દર હજારે મરણનું પ્રમાણ કેટલું આવે છે તેના આંકડા બનાવ્યા છે, અને તેના કારણ પણ બતાવ્યા છે. જૈન કોમમાં મરણનુ પ્રમાણ ઘટવા માટે શા શા ઉપાય લેવાની જરૂર છે અને તેવા ઉપાયો લેવા માટે ખર્ચની રકમ જોઇએ તે માટે જૈન કોમના નેતાઓ, શ્રીમંતો અને કોનફ્રન્સને વીનંતી કરવામા આવી છે. આ સંસાર-સ્વાર્થમય છે. આ વિશ્વમાં પારકું દુઃખ જાણનાર અને પારકા દુઃખ માટે લાગણી ધરાવનાર વીરલાજ છે માટે મી. નરોતમદાસને ધન્યવાદ ઘટે છે.

"ધન્વન્તરિ" અંક ૨–૩ જો ૧૯૧૭.

જૈન પ્રજાની સંખ્યામાં દરવર્ષે ઘટાડો કેમ થાય છે? તે પ્રશ્નના અંતમાં જોયું છે કે જ્યારે એક તરફથી ધર્મના વાડા પાડી તેનું ઐક્ય સંકોચી નાખવાથી ધર્મ પાળકોનું ક્ષેત્ર બહુ સાંકડું પડી જવા પામેલ છે અને જગતનો ઘણો ભાગ વણીક કોમનેજ જૈન તરીકે ઓળખવાનો ભુલાવો ખાઇ જાય છે. ત્યારે બીજી તરફથી આપણી આચાર શુદ્ધિમાં એટલી તો ખામીઓ અને મુસ્કેલીઓ વધી પડી છે કે હમેશા નાના મોટા જીવોને બચાવવાને માટે કીડાના અર્થે પાંજરાપોળો ચલાવનાર જૈનોના વ્હાલાં સંતાનો વગર મોતે મરે છે. આ હકીકતની ખાત્રી માટે હિંદના વસ્તીપત્રક ઉપરથી મી. નરોત્તમ બી. શાહે એક રીપોર્ટ

તૈયાર કર્યો હતો કે જે અમે ગયાના આગલા અંકમાં પ્રગટ કરી ગયા છીએ તેથી જોવાશે કે—દક્ષિણ પ્રદેશ સિવાય જૈનોનું મરણ પ્રમાણ તે પ્રાંતની દરેક કોમના એકંદર કરતાં ઘણુંજ ભયંકર છે. આપણે મુંબઈનોજ દાખલો લઈશું તો તેના છેલ્લા આંકડા ( આ અઠવાડીયાના પ્રગટ થએલા ) પ્રમાણે જ્યારે મુંબઈમાં પ્લેગની શાંતિ છે ત્યારે જૈન પ્રજામાં પ્લેગથી પાંચ મરણ થયેલાં છે અને કુલ મરણો ૩૮ નોંધાયાં છે. જ્યારે ફક્ત કુલ જન્મ પાંચ છે. આ આંકડામાં વધારે ભયંકર પ્રમાણ બાળ મરણ અને શ્વાસોશ્વાસ ( Respiratory ) છાતીના વ્યાધિથી થવા પામે છે. કેટલાકો દલીલ કરે છે કે મુંબાઈ માટે હમેશા મરણ કરતાં જન્મ પ્રમાણ દશમા ભાગે કે તેથી પણ વધારે ઓછું રહે છે તેનું કારણ સ્ત્રીઓ પ્રસુતિ પ્રસંગે દેશમાં જતી રહેવાનું છે. અમને આ વાતમાં શક એ છે કે જો તે પ્રમાણે પ્રસુતિ અર્થે સ્ત્રીઓ દેશમાં જતી હોય તો એક વર્ષેથી નાના બાળકોનું મરણ પ્રમાણ કે જે ગયા અઠવાડિયામાં બારનું (કુલ મરણનો ત્રીજો ભાગ અને કુલ જન્મથી અઢીગણું) હતું તેમ બનવા પામે નહિ. આ સઘળાનો વિચાર કરતાં અમને તો જણાય છે કે આ ભયંકરતાનું કારણ આપણામાં આરોગ્ય શિક્ષણની ખામી છે. ગર્ભવતીને કેમ સંભાળવી, તેનું ભાગ્યેજ કોઈને જ્ઞાન મેળવવા દરકાર હશે ! અરે વખત જ ક્યાંથી હોય ? જ્યાં પેટ પુરવાનાં સાંસા છે. અને પંદર વિશ રૂપીયાના માસિક પગારમાં પેટ પૂરવા ઉપરાંત પાંચ પૈસા દેશમાં પણ મોકલવાની ફરજ હોય ત્યાં ગંધાતી ગટરોની અંધારી ઓરડીનાં દર્શન પણ ક્યાંથી હોઇ શકે ? ને આવી દુઃખદ સ્થિતિમાં જીવન પસાર કરતી માતાઓ અને તેમનાં સંતાનોની જીંદગી ભયમાંજ રહે તેમાં આશ્ચર્ય શું ? મરણની ભયંકર સંખ્યાનું બીજું કારણ હમેશાં છાતિના વ્યાધિ—દમના રોગથી ઉભરાઈ જાય છે. આ અઠવાડીયામાં આવા વ્યાધિથી કુલ ૧૮ એટલે કુલ મરણનો અર્ધ ભાગ મરણ પામેલ હતો. આ ભયંકર પ્રમાણ પણ શું ઓછું ખેદરપદ છે ? **વીશીનો કાચો અને ઉતરતો ખોરાક ખાઈ રાત્રી દિવસ ઢામના ટટ્ટુ માફક મજુરી કરતા યુવકો પોતાની ભુખ સમાવવા સાત વખત હોટેલની મુલાકાત લેવા પછી વીશ વર્ષે વૃદ્ધ થાય કે વિદાય થાય તેમાં શું આશ્ચર્ય ?** દયાળુ જૈન પ્રજાના સંતાનોની આ સ્થિતિથી શ્રીમાનોનાં હૃદય ન કંપે તો પછી તે વજ્ર કરતાં પણ અધિક સખત-નિર્દય છે તેમ કહેવું ખોટું નથી. ખાવાની ખુવારી, રહેવાના ફાંફાં અને કામ કરવાની હાડમારી વચ્ચે પસાર થતા જૈન બાળકો તરફ દયાનો જો અંશ પણ પ્રગટે તો તેના માટે આરોગ્ય સંરક્ષણનું શિક્ષણ મળે અને તે પ્રમાણે વર્તવાને અવકાશ મળે તેટલી વ્યવસ્થા થવાની ખાસ જરૂર છે. આ સ્થિતિમાં નભતા જૈન યુવાનો મોટા ભાગે રોગી રહે છે છતાં તેમને દેશમાં જઈ દવા કરવાને પૈસો ક્યાં છે ? આ સ્થિતિમાં વગર સાધને દેશમાં જઈ ભુખ્યા મરવા કરતાં અહીં ભીડમાં મરવું તે યુવકો પસંદ કરે છે તેમની માંદગીમાં પથારી પાથરવા સ્થાન નથી કે નજીકમાં રાહત મેળવવા સેનીટેરીયમ પણ નથી ? લાખોની મીલકતવાળી જ્યાં પાંજરાપોળ છે કરોડોની સમૃદ્ધિવાળાં જીનાલયોનું જુથ છે ત્યાંજ સમજુ પ્રદેશમાં તેના જ સંતાનોની શું આ સ્થિતિ ? અમને આશ્ચર્ય થાય છે કે મુંબાઈમાં કોન્ફરન્સ ઓફીસ કાયમને માટે છે. આખા હિંદની ડીરેક્ટરી કરવા તેણે પુષ્કળ પૈસો ખરચ્યો છે, હમેશનું જીવન નીભાવવાને પ્રયત્ન શરૂ રાખે છે. તેમની દૃષ્ટિમાં આ ત્રાસ ઓછો કરવાને શું વિચાર નહિ આવ્યો હોય ? મી. શાહે પ્રયત્ન શરૂ રાખવાથી આ પ્રશ્ન શ્રી જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાએ જો કે ઉપાડી લીધો છે અને તે માટે કમિટિ પણ નીમી છે તો પછી તેમના ધ્યાનમાં લેવા

કોમના યુવકોની આ સ્થિતિ રજુ કરી પ્રસગોપાત સુચના કરવી ઉચિત થઇ પડશે કે આવા વગર મોતે મરતાં જૈન સંતાનોના ઉદ્ધાર અર્થે મુબઇમાં સુતિકાગ્રુહ, સેનીટેરીયમ, ઓષધાલય ( જો કે બાબુની જૈન હોસપીટાલ છે ) પરંતુ તેની શાખાઓ થતાં સુધી તે જૈન પ્રજાની હાજતને પહોંચી વળવાને પુરતી તથી અને સસ્તા ભાડાની ચાલીઓ ઉભી કરવાની જરૂર છે. પણ તે સઘળું કરવું ક્યાંથી ? આવો પ્રશ્ન કરનારને કહીશુ કે મુબઇની જાહેર સંસ્થાઓ—બંકો અને દેરાસરો પાસે જે લાખોની સંખ્યામાં દ્રવ્ય છે અને જે દ્રવ્ય ગમે તેવા કાર્યમાં વપરાતા ધંધા અર્થેની જવાબદારીમાં નજીવા વ્યાજે રોકવામાં આવે છે તેટલા કે તેથી પણ સહેજ વધારે વ્યાજથી પણ જો આ સઘળી રકમો એક વગવાળી જૈન આગેવાનોની કમિટિવાળી સીક્યુરીટી માર્ફત એક જૈન બેંક જેવું ખાતું ઉભુ કરીને તેના માર્ફત આ સઘળી હાજતોને પહોંચી વળવાને પ્રયત્ન થાય તો કોઇ શ્રીમાનને ખર્ચ નથી અને સંખ્યાબંધ કિમતી પ્રાણો બચી શકે તેમ છે. જે દ્રવ્યને ઇતર કોમને સોંપવામાં અને તેનો ગમે તેવો ઉપયોગ થતો જોવામાં દોષ નથી તો પછી તેજ દ્રવ્ય સ્થાવર મીલકતમાં નજીકની સલામતી સાથે આગેવાનોની દષ્ટિ નીચે રોકાય અને તે રીતે અનેક પ્રાણોનું રક્ષણ થાય તો તેમાં શુ ખોટું છે ? ગોડીજીની ચાલો હાલ પણ છે. વળી આપણા શ્રીમાનો વિશાળ માળા ધરાવે છે. તે સર્વે અનુભવથી જોઇ શક્યા હશે કે સ્થાવર મીલકતમાં રોકાતું નાણું વ્યાજ ઠીક ઉત્પન્ન કરાવે છે અને નાણાંની સલામતી હસ્તગત રહે છે તો પછી તેઓ તેમનો કિમતી અનુભવ આ વિચારમાં ઉમેરશે અને આશા છે કે દરેક ખાતાના ટ્રસ્ટીઓની એકત્ર સભા મળી તે માટે યોગ્ય માર્ગ કાઢશે.

"જૈન" તા. ૧૧-૩-૧૭.

પ્રજાની વૃદ્ધિ એ કોમની મોટી દોલત છે કેમ પ્રત્યેક કોમની વૃદ્ધિ એ પ્રજાની મોટી દોલત છે. માટેજ પ્રત્યેક રાષ્ટ્રની પ્રજા પોતાની વૃદ્ધિ કરવાના અનેક પ્રયત્નો યોજે છે અને પોતાનું મરણ પ્રમાણ અટકાવે છે. આપણી જૈન કોમનો ક્રમેક્રમે કેટલો બધો નાશ થતો જાય છે. જન્મથી મરણ પ્રમાણ કેટલું બધું વધારે છે તેનો આપણી પ્રજાએ પ્રજાના નેતા ગણાતા પુરૂષોએ અને આપણા પુજ્ય મુનિમહારાજાઓએ વિચાર કર્યો હોય એવું અમને દેખાતું નથી કારણ તત્ સબધી કશી ઉપાય-યોજના થએલી અમારા જોવામાં આવતી નથી. પ્રજાનું આરોગ્ય એ પ્રજાની વૃદ્ધિમાં મુખ્ય કાર્ય કરે છે. એ આરોગ્યપ્રાપ્તિમાં નિવાસસ્થાન મુખ્ય છે. આપણી જૈન કોમનો મુખ્ય વ્યવસાય વ્યાપાર છે. અત્યારે વ્યાપારાદિમાં હિંદુસ્થાનમાં મુંબઇ પ્રથમપદ ભોગવે છે તેથી તે સ્થાનપ્રતિ પ્રત્યેક પ્રજાના વલણ સાથેજ આપણી જૈન કોમનું આકર્ષણ થયું છે. ત્યાં આપણી કોમના અનેક રંક સ્થિતિ ભોગવતા પણ વસે છે. મુંબઇની જનસુખાકારી કેવી ઉત્તમ પ્રકારની છે એ સર્વેને વિદિત છે પણ નિર્વાહના સાધનોના અભાવે આપણી પ્રજાને અણુટકે મુંબઇવાસી થવું પડે છે. મુંબઇમાં વસ્તિનું પ્રમાણ વધ્યે જાય છે. પ્રતિદિન ઉદ્યમ માટે અનેક કુટુંબો દેશના જુદા જુદા ભાગમાંથી આવ્યે જાય છે. જેથી મુંબઇની ગીચ વસ્તીમાં વધારો થતો જાય છે. નોકરી કરવાના ઉદ્દેશથી જેઓ મુંબઇવાસી બને છે, તેમને ઘણેખરે ભાગે વેપારીઓમાંજ નોકરી મળતી હોઈ આપણી વ્યાપારી પદ્ધતિ એવા કઢંગી રીવાજની છે કે વ્યાપારીના નોકરને આઠો પ્રહર હાજર થવું પડે છે. સવારનો નોકરીપર ચડેલાનો રાત્રીના ૧૧ કે ૧૨ વાગે છુટકો થાય છે. આવી સખ્ત નોકરીથી થાકીને લોથ થયેલાને જ્યાં આવે ત્યાં પડયો રહેવાનો

વિચાર આવે એ સ્વભાવિક છે. માટે પોતાની નોકરીના સ્થાન પાસેજ મકાન રાખે. અત્યારે વ્યાપારનાં જે મથકો મુંબઇમાં ગણાય છે, તેની આસપાસ ગીચ વસ્તિ હોઇ અતિ મલિન મકાનોમાંજ તે રહે છે. તેથી ત્યાંની આબુ હવા સદાને માટે બગડેલીજ રહે છે. આવા કારણોને લીધે જન સુખાકારી બગડવાથી મરણનું પ્રમાણ દિન પ્રતિદિન વધતું જાય તે કથન અસત્ય નથી. મુંબઇની મ્યુનિસિપાલિટી અને સીટિ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ આ અસુખાકારી અટકાવવાના મિશે સંખ્યાબંધ મકાનો જમીનદસ્ત કરે છે અને મોટા વિશાળ રાજમાર્ગ બાંધી તેમાંજ પોતાની ઇતિશ્રી માને છે, વસ્તીની આવક દિનપ્રતિદિન વધ્યે જાય તેને રહેવાને પુરતી જગાનો અભાવ એવા સમયમાં જ્યાં ધમધડાકે મકાનો જમીનદસ્ત થતા હોય તેટલા પ્રમાણમા નવાં મકાનો બંધાય નહીં. એથી 'દાઝે રાંકે ખોળ મોંઘો' એ નિયમ પ્રમાણે વધતી જતી મોંઘવારીમાં મકાનભાડાના દર બમણા અને ત્રણગણા વધવાથી રંક પ્રજા બહુ પીડાય એ દેખીતું છે. ત્યા જે જે મકાનોમાં રહેવાનું મળે છે તેની સ્થિતિ, ત્યાંની હવા, અને આરોગ્યદાયક ગણાતી વસ્તુઓનો અભાવ છે. કેટલાએક એવા મકાનો છે કે જ્યાં પ્રખર મધ્યાનના તાપમાં પણ દિપકની સહાયતા વિના કાંઈ સૂજી શકતું નથી એવાં મકાનોમા જનસુખાકારી કેવી રહે તેનો વિચાર કરવો યોગ્ય છે. વળી દિનપ્રતિદિન ત્યાં રહેના જનોના ખર્ચમા મોંઘવારી વગેરેને લીધે વધારોજ થતો જાય છે, જ્યારે આવકમાં પુર્ણ ઘટાડો થાય છે. આવી સ્થિતિમાં મહા મુશ્કેલીએ પેટનું પુરૂં થતું હોય ત્યાં સાન્ટાક્રુઝ, ઘાટકુપર, વગેરે સ્થાનમા ક્યાંથી રહી શકે ? આવાં અનેક કારણોને લીધે મરણ પ્રમાણ વધે છે તેના અટકાવનાના ઉપાયોમાં ખુલ્લી જગાઓમાં સસ્તા ભાડાની ચાલીઓ નિવાસગૃહો આદિની પુર્ણ આવશ્યકતા છે. કપોળ જ્ઞાતિના શ્રીમાનોએ આ આવશ્યકતાનો સ્વીકાર કરી નિવાસગૃહ બાંધી જ્ઞાતિને અમુલ્ય મદદ કરી છે. ઝોરાસ્ટ્રીયન સોસાયટી પણ એવાજ પ્રયત્નમાં છે. જ્યારે આપણા સુસ્ત વૃત્તિ ધારી શ્રીમાનો આવના વ્યાજથી આનંદ માની બેઠા છે તેમને નથી કોમની દયા, કે નથી એવા પ્રસંગોનો અનુભવ. આવા ગૃહો બાંધવાથી આપણી કોમને અનેક પ્રકારના લાભ થવા સંભવ છે. જુદા જુદા સ્થાનમાં વીખરાઇને પડેલા ધર્મબંધુઓનું એકજ સ્થાનમાં એકીકરણ થવાથી ધર્મચર્ચાનો અમુલ્ય લાભ કોમને મળી શકે છે, અનેક પ્રકારના પ્રસંગોમાં આવવાથી કોમની દ્રઢતામાં વૃદ્ધિ થાય છે, અવિભક્ત કુટુંબ સંસ્થાની જાગૃતિ થતી હોઇ સર્વત્ર બંધુત્વજ વૃદ્ધિ પામે છે. આવા અનેક કોમ હિતૈષિ લાભ આવાં ગૃહો સ્થાપવાથી આપણી કોમને મળે છે. આવા ઉદ્દેશથી પ્રેરાઇને રા. નરોત્તમ બી શાહ. અથાગ પરિશ્રમ વેઠી કાર્ય કરે છે પણ એકે હાથે તાળી પડતી નથી તેમ એકલા નરોત્તમભાઇથી કાર્ય થવાનું નથી તેને અનેક વ્યક્તિઓની સહાયતાની આવશ્યકતા છે. હવે એવી અનેક વ્યક્તિના શોધક પૂર્વે આપણી મુંબઇની 'ધી જૈન એસોસીએશન ઓફ઼ ઇન્ડીયા' આ કાર્ય ઉપાડી લે તો તે તેમા પૂર્ણ યશસ્વિતા થવા પૂર્ણ સંભવે છે. આ કાર્ય એક વ્યક્તિનું નથી કિન્તુ સમુહના કલ્યાણનું હોઇ એસોશિએશનના અન્ય ઉદ્દેશો સાથેજ આ પણ તેનો મુખ્ય ઉદ્દેશ છે એવું તેના પ્રકાશ થએલા રિપોર્ટ પરથી સ્પષ્ટ થાય છે માટે એસોસીએશન રૂપ એસોસીએશનના અધિકારીઓ અને મેમ્બરો કટિબદ્ધ થઇ આ પવિત્ર કાર્યને યશસ્વિ બનાવી જૈન કોમનો થતો જતો હ્રાસ અટકાવશે.

"જૈન શાસન" તા. ૧૪-૩-૧૭.

ઉપરોક્ત હેડીંગની એક નાની બુક પ્રસિદ્ધ કરી અમોને ભેટ મોકલેલ છે જેમાં જૈન કોમનું લક્ષ ખેંચવા માટે તેના પ્રસિદ્ધ કર્તા અને તેને માટે ઘણા વખતથી સતત્ પ્રયાસ કરનાર બંધુ નરોતમદાસ બી. શાહે સારો પ્રયત્ન કર્યો છે. જૈન વસ્તીમાં પ્રાંતવાર જે મરણુ આવે છે તેના આંકડા ઘણોજ સતત્ પ્રયત્ન કરી તેઓએ મેળવી આ બુકમાં દાખલ કર્યા છે. એવો પ્રયાસ તેઓ ઘણા વખતથી કરી જૈન કોમનું મરણુ પ્રમાણુ ઓછું આવે, સુખાકારી જળવાઈ રહે તેના માટે જૈન કોમની જે દાઝ તેઓના હૃદયમાં છે તે આથી બતાવી આપે છે. તે બુકમાં બતાવ્યા પ્રમાણે જૈન કોમની પ્રજાની તનદુરસ્તી સાચવવા માટે તેઓએ બતાવેલા ઉપાયો આદરણીય છે અને તેને માટે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

**આત્માનંદ પ્રકાશ**, ફાલ્ગુન ૧૯૭૩.

આ ઘણા પ્રયાસવડે તૈયાર કરેલ નિબંધ તેના લેખક નરોતમદાસ ભવાનદાસ શાહ તરફથી છપાવી બહાર પડેલ છે, આખો લેખ જૈન બંધુઓએ લક્ષપૂર્વક વાંચવા લાયક છે, પરંતુ અમે સ્થળ સંકોચના કારણથી આ માસિકમાં પ્રકટ કરી શક્યા નથી......આ નિબંધ તરફ અમે પણ જૈન વર્ગના આગેવાનોનું લક્ષ ખેંચીએ છીએ અને તેને માટે અવશ્ય યોગ્ય પ્રયત્ન કરવાની આવશ્યકતા સૂચવીએ છીએ. તે સાથે મુંબઈ જેવા શહેરમાં અનેક ધનાઢ્ય જૈનો વસે છે છતાં જૈન બંધુઓ માટે એકપણ સેનીટોરીયમ થયેલ નથી એ બાબત ધી જૈન એસોસીએશન ઓફ ઈન્ડીયાના સેક્રેટરી, પ્રમુખ વિગેરે શ્રીમંત ગૃહસ્થોનું ધ્યાન ખેંચવામાં આવે છે. તેમજ આરોગ્યતાના નિયમો શ્રાવક ભાઈઓને સમજાવવાની આવશ્યકતા હોવાથી મુનિ મહારાજાઓએ પણ યોગ્ય રીતે બાબત વ્યાખ્યાનાદિ પ્રસંગે લક્ષમાં રાખવાની વિનંતિ કરવામાં આવે છે.

**"જૈનધર્મ પ્રકાશ"** ચૈત્ર ૧૯૭૩

એસોસીએશને કરવા ધારેલાં કાર્યો મહાન છે અને સત્યતઃ તે પ્રજાને કલ્યાણકારી છે પણ તેમાં પ્રજાની સહાયતાની પ્રથમ આવશ્યકતા છે. તેમ રા. નરોત્તમ બી. શાહ કે જેઓ આજ છ સાત વર્ષથી સ્વદ્રવ્ય વ્યયથી જૈન માટે સસ્તા ભાડાનાં નિવાસ ગૃહો સ્થાપવા માટે અથાગ પરિશ્રમ વેઠી જહેમત ઉઠાવે છે તેને એસોસીએશન જેવા વજનદાર લાગવગવાળા મંડળે સહાયતા આપી છે. એટલુંજ નહીં કિન્તુ મી૦ શાહના વિચારને તેણે પોતીકા કરી એક વ્યક્તિએ ઉઠાવેલ કાર્ય નહિ પણ એક સમુહેજ ઉઠાવેલું કાર્ય છે એમ જૈન પ્રજાને સમજાવી તે કાર્ય પૂર્ણ કરવા એ અથાગ શ્રમ કરે છે. પણ જે જૈન કોમમાં જેમ નિર્ધનની સંખ્યા વિશેષ છે તેમ ધનવાનોની સંખ્યા પણ વિશેષ છે એવા શ્રીમાનોની સહાયતા મળી હોય એવું અમને દેખાતું નથી, કદાચ એવી સહાયતા મળી હોય તો આટલા બધા આક્રોશની આવશ્યકતાનો અભાવ હોય? એસોસીએશન અને મી. શાહના આ પુણ્યપ્રદ કાર્યને સર્વે કોઈ સહાયતા કરશેજ.

**"જૈન શાસન"** તા. ૨૮–૩–૧૭.

ઉપરોક્ત મથાળાનું એક ચોપાનીઉં લેખક રા. નરોતમદાસ ભવાનદાસ શાહ તરફથી અમને મળ્યું છે. જુદા જુદા જીલ્લામાં જૈનની વસ્તી, પારસીની વસ્તી, અને દર હજારે જૈન કોમમાં નીપજતાં મરણનું પ્રમાણુ બતાવનારા આંકડા આપી બહુ ઉપયોગી માહિતી ફેલાવ-

૨૬ એક

ચાનો ઉદ્દેશ ઘણો સારો છે જૈનોએ આ ચોપાનીઉં અવશ્ય વાંચવું જોઇએ જૈન એ જ્ઞાતિ નથી, તોપણ તેમના પરથી ધડો લઇ બીજી જ્ઞાતિઓના પોતાની જ્ઞાતિની ખરી તપાસ કરે તો ઘણી બાબતો પર અજવાળું પાડવાના પ્રસંગ જરૂર ઉભા થશે

“ કેળવણી ” મે ૧૯૧૭.

Mr Narotam B Shah Honourary Secretary Munishri Mohanlalji Jain Central Library Bombay writes to us once again about the indifference of the wealthy Jains to turn their attention to the crying need of constructing sanitary and low rented dwelling houses in Bombay for the large majority of poor jains at least The high death rate and the comparatively increased infant mortality among Jains which appear from the subjoined table are facts which cannot be ignored Here is a chance for our charitably disposed millionaries to make a good investment which will bring merit in this World as well as in the Next Is this form of charity not included in the four fold charities of the Jains or is it a *Kudana* or improper form of charity Why then are our Pandits silent upon this matter Why do they not persuade the Seths to turn their attention in this direction which cannot be said to be an improper or irreligious investment We strongly appeal to the wealthy Seths to pay due and early attention to the earnest appeal of Mr N B Shah

*The Jaina Gazette April 1917*

## Brotherly Feeling.

The spring of brotherly feeling seems to have been dried amongst us . . The relations however between the rich and the poor classes are getting strained day by day The cause of it is the spirit of the times. Democratic ideas are spreading far and wide over the world and every human being has been impressed with his own individuality In whichever humble position of life he may be he realizes that he is something as an integral part of the society or the country in which he lives These ideas have no doubt caused the greatest flutter among the titled classes or families living upon the fame and name of some distinguished ancestor But these ideas have swept everything before them and everybody has now begun to value himself at his own intrinsic worth These are no doubt good signs of the times We might say however Where there is will there is way The time spirit is natural Its flow cannot be obstructed At the same time the flow of true charity and philanthropy should be kept going by the rich The sufferings of the poor are the sources of the accumulation of merit by the rich If the rich are really inclined as they ought as human beings to soar to a higher plane of existence their prime duty should be to extend the fellowship of sympathy to their poor brethren If they do not do so they unfortunately remain bereft of the best fruits of their wealth and have over again to wallow in the slough of wretchedness

7-6-1914 **Jain Advocate.**

---

**Ever since I have been in India the knowledge of the high mortality amongst mothers and infants has been a veritable nightmare to me and the development of medical instruction amongst women, which after all is the highest and most altruistic form of female education that any of us can possibly desire, seems to me to be one of the best means of coping with the evil**

***—Lord Hardinge.***

# Housing problem among Jains in Bombay, Wake up, Jains ! ! !

Ever since the idea of Housing Problem among Jains in Bombay occurred to my mind I have been watching the spirit of the able and wealthy Jains in our Community in the City of Bombay but it is a matter of deep regret that nothing has so far come out nor does it show any signs of development and even the instinct appears to be still in its pregnancy. Bombay is one of the leading cities of India where more than twenty thousand Jains reside. Economic housing accommodation in one particular area in the City for their Co-religionists on sanitary principles to ensure general welfare of the Community must first be realized, which will help mental and spiritual advancement, their health must first of all be taken care of, which could not have been achieved, unless sanitary dwellings are provided This will not only mean, a substantial help to the poor and middle class people, but, besides removing causes for high percentage of deaths, will produce an ultimate effect on their social functions in in every day life.

In Bombay it is a dire calamity upon the poor and middle class Jains who are solely dependent upon the earning capacity of one or two members in their family, to pay such high rents which almost take away a greater slice of their income leaving them very little to meet the other necessaries of life, not to speak of the expenses on account of the unforeseen items such as sickness and the like worldly difficulties or death of any member in their family. In these days of progress and civilization one can easily understand that the chief causes of plague, cholera, consumption & such other contagious diseases are the insanitary dwellings situated in the congested parts of the City, having no proper light and ventilation.

The Jain Community is considered to be one of the wealthiest Communities in India and would it not be in any way less

creditable to these wealthy people if they don't do anything when the bugle warning them to redress the difficulties of their less fortunate co-religionists is continuously sounded ensuring them that the two thirds of their population reside in such localities in Bombay which always show higher percentage of death rate and that more than three-fourths of these people dwell in one-room tenements which consist merely of one room to be used both as a cooking room during day and bed room at night by a poor Jain family

Is it not obstructing the way to future prosperity of the Jains residing in the City if they continue to live in those dwellings still longer in which they live at present and the riches of the Community do not heed to the most heart rending cries of these people for supplying them with sanitary buildings when thousands of rupees are being spent every year by way of different other charities ? Wealth of the Community is a credit to it and it ought to be spent to alleviate the sufferings of their less fortunate fellow-brethern in preference to the benefit of other than their own co religionists

Day by day the necessity of housing the poor in the City becomes of imperative importance as also the difficulties of these people increase more and more on account of the dearness of the necessary articles which they have to buy for their consumption in every day life and if in the case like accidental sickness &c the wealthy Jains do not pay proper attention to redress the grievances of the poor it is the misfortune of these less fortunate brethern to resort to the Hospitals & Sanitoriums of other communities

Lastly in short in an expensive city like Bombay the grievances of the poor & middle class Jains are numerous and it would be lacking in the duty of the writer if he does not give vent to these unpalatable truths when he looks to the woes & agonies of these poor fellow brethern Heaven knows as to whether those wealthy Jains who are lulling in the sweet sleep along the sea side in their palatial bungalows might be realizing all these miseries !!

With a view however to see that mere thoughts though supported strongly through papers by different individuals & press opinions as well, would hold no good, the collection of all the correspondence on the Housing problem is herewith published in a small pamphlet form so that those interested in the welfare of their community may consider the question in order to attain the desired object in the best way they can.

In conclusion, I offer my sincere thanks to those Individuals and Editors who have directly or indirectly supported me in upholding this most important question and to such gentlemen as have helped me in distributing this pamphlet gratis to the Jain Public.

BOMBAY, ____________ 1917 } **Narotamdas Bhawandas Shah.**

---

The seriousness of the housing problem can no longer be ignored. It has a many-sided effect on the life of the people. How preventable causes of deaths could be eliminated, how sources of numerous diseases could be removed, how the dreadful wastage of child-life could be prevented, how light and air could be brought into the homes of even the humblest, and how a domestic condition for the people could be secured whereby their health, morals and character could be improved and maintained—must all depend upon the correct solution of the housing problem which therefore deserves all the careful attention that the State, Public bodies and all those interested in the public welfare can bestow.

*—Rao Bahadur S. S. Talamaki.*
*The Hon. Secretary, The Bombay Co-operative Housing Association.*

